

# પાપની પુતળી

અથવા

# પેટમાંના દાંત.



કિં. બાર આના.

# પાપની પુતળી

— અથવા —

# પેટમાંનાં દાંત.

લેખક-રતીલાલ ત્રીભોવનદાસ વૈદ્ય.

કોટસફીલ—સુરત.



પ્રકાશક-નગીનદાસ મંછારામ,

તંત્રી-" ગડગડાટ. "

ભાગાતળાવ રોડ, સુરત.



આ પુસ્તક,

સુરત, ભાગાતળાવમાં આવેલા " ઇન્ડીઆ " પ્રિન્ટિંગ

પ્રેસમાં કંચનલાલ ચુનીલાલે છાપ્યું છે.



સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

કીંમત બાર આના.



નાથાલાલ લલ્લુભાઈ વકીલના
ગવર્મેન્ટ સરટીફાઈડ ઑડીટર.

સદા સ્નેહી

# ભાઈશ્રી નાથાલાલ લલ્લુભાઈ વકીલના.

શ્રી સૂર્યપૂરની

પ્રજાની તમો ભાઇએ અદ્યાપિ પર્યંત જે નિઃસ્વાર્થિ

**સેવા બજાવી છે,**

તેમજ

સંસારી, રાજદ્વારી, પ્રજાહિત આદિ અનેક કાર્યોમાં તમોએ

જે ઉત્તમ ઉત્સાહ બતાવવાની સાથે

તન–મન–ધન અર્પણ કર્યાં છે,

તેના

**સ્મણાર્થે,**

તમો ભાઇશ્રીનો નમ્ર સ્નેહાધિક બન્ધુ

આ પુસ્તક અર્પણ કરે છે.

લી॰ તમારો—નગીન.

## હરેક ધંધાના વેપારીઓને અગત્યનું.



ઇન્કમટેકસ, સુપરટેકસ, અને રીફંડ માટે નીચે સહી કરનારને કામ સોંપી ખાત્રી કરવી. ચોપડા તપાસી ફારમ ભરાય છે, અને આકારણી થતી વખતે અપીલ રીવીઝનમાં હાજર રહી એ કરને લગતું સઘળું કામ હું કરી આપું છું.

નાથાલાલ લલ્લુભાઈ વકીલના.

ગવર્નમેન્ટ સરટીફાઈડ ઓડીટર

મુંબાઈ ઇલાકાની સનંદ ધરાવનાર.

ઠેકાણું-હરીપુરા ભવાનીવડ

સુરત.

# સહજ !



આ પુસ્તક "ગડગડાટ" નાં ગુણી ગ્રાહકોને ભેટ તરીકે આપતાં અત્યાનંદ પ્રાપ્ત થાય છે. આવી ભેટ આપવાની સૂચના સેવકને પરમસ્નેહી ભાઈ શ્રી રતીલાલ ત્રીભોવનદાસ વૈદ્યે પ્રથમ કરી, એટલે સેવકે તે ભાઇનેજ, પોતાની કલમનો સ્વાદ "ગડગડાટ"નાં ગ્રાહકોને આપવાની સૂચના કરી, અને તેમણે ઉત્સાહથી તે સ્વીકારી પણ ખરી. તેમણે સત્વર આ વાર્ત્તા લખી આપી, કે જે આ પુસ્તક રૂપે સેવક તમો વહાલા વાંચનાર સમક્ષ નિવેદન કરે છે.

ભાઇ રતીલાલ લેખક તરીકે સારી શકિત ધરાવે છે, એમ તો કહેવુંજ ઘટે છે, અને તેમણે આ વાર્ત્તા કોઇના ભાષાન્તર કે ઉતારા રૂપે લખી નથી, પણ પોતાનીજ મગજ શકિતથી આ વાર્ત્તાને અચ્છી રસીક બનાવી છે, એટલો સાર આ વાર્ત્તા વાંચનારાઓ પણ વાંચ્યા પછી કહી શકશે, અને પ્રત્યેક વાંચનાર આ વાર્ત્તા વાંચી ભાઇ રતીલાલને ઇન્સાફ આપશે, એવી સેવક આશા રાખે છે.

આ વાર્ત્તા ભાઇ રતીલાલે કોઇપણ પ્રકારના સ્વાર્થ શિવાય લખીને "ગડગડાટ" પત્ર માટે જે લાગણી બનાવી છે, તેને માટે સેવક તે ભાઇનો અંતઃકરણથી આભાર માને છે. એજ વિજ્ઞપ્તી.

આષાડી એકાદશી<br>
સંવત ૧૯૭૯<br>
શ્રી સૂર્યપુર.



લી૦ સેવક,<br>
નંગીનદાસ મંછારામ.<br>
તંત્રી-"ગડગડાટ"

આંખ જેવા અમુલ્ય રત્નનું

રક્ષણ કરવાને

# ઉત્તમ સુરમો વાપરો.



તે સુરમો નીચે ઠેકાણે મળે છે.

વૈદ્ય રતીલાલ ત્રીભોવનદાસ

ઠે૦ કોટસફીલ.

સુરત.

# "મ્હારા બે બોલ."

॥ सत्यं परं धीमहि ॥

मूकं करोति वाचालं, पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

સુજ્ઞ વાંચક!

આપના કરકમળમાં એક નાનકડી રસિલી અને ગમ્મત આપનારી નવલ કથા અર્પણ કરૂં છું. આ સુવાર્ત્તામાં એક કમનશીબ ખૂબસુરત બાળાના જીવનનું વૃત્તાંત કરવામાં આવ્યું છે. તેણી એક કીર્તિવંત કુંટુંબમાં જન્મ પામતાં, સંબંધમાં આવનારને તેણીના ભાવિયોગથી પૂર્વનાં પાપ પ્રતાપે બદલાએ શું શું મળે છે, તેમજ સો મણ દૂધમાં પૈસાભાર ફટકડી, અથવા પૈસાભાર એળીઆથી દૂધની જેવી સ્થીતિ થાય છે, તેવી સ્થીતિ આ પુતળીના સમ્બન્ધમાં આવનારને થાય છે, તેનો ચિતાર આપના સમક્ષ રજુ કર્યો છે. "મૂળમાં સડો હોય તો ટોચ સુધી સડો હોયજ" તે આ કથાપરથી કળાય છે આ સુવાર્ત્તા લખતી વખતે સુપ્રસિદ્ધ ગુર્જર સાક્ષર મણિ શામળભટ્ટના એક દુહાનું વર્ણન યાદ રાખ્યું હતું કેઃ—

"સાદી ભાષા સાદી કહી, સાદી વાત વિવેક;
સાદામાં જે વર્ણવે, તેજ કવિજન એક."

તેજ મુજબ ચિતાર આ વાર્ત્તામાં લખ્યો છે. છતાં ભૂલને પાત્ર મનુષ્ય માત્ર છે. લાલ શાહી પણ ભૂલપર છેકો મૂકવાને બનાવવામાં આવી છે, તો જે ઠેકાણે ખામી માલુમ પડે તે હંસવૃત્તિથી સુધારી વાંચવા મ્હારી નમ્ર પ્રાર્થના છે.

આ સુવાર્ત્તા પ્રગટ કરવાને ગુજરાતના જાણીતા જુના અનુભવી લેખક શ્રીયુત નગીનદાસ મંછારામ ઉર્ફે ગ્હારા પરમસ્નેહી "ગડગડાટે" જે આ સોનેરી તક આપી છે, તે માટે તેઓશ્રીનો આ સ્થળે ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનું છું, તેમજ વારંવાર યાદ રાખું છું કેઃ—

"પળવાર પણ જે સજ્જનોનો, સંગ લેશ કરાય છે;
તે એક ભવસાગર ઊતરવા, વહાણ રૂપે થાય છે."

તેમજ

" **उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत** " (નચીકેના) ના મહામંત્રનું સ્મરણ કરી એટલાજ શબ્દોમાં મ્હારા ઉદ્‌ગારો સમાપ્ત કરૂં છું. "

**શ્રી સૂર્યપૂર કોટસફીલ**
વસંતપંચમી, સોમવાર.
સં૦ ૧૯૭૯.

લી૦
આપની કૃપાનો પાત્ર
**રતીલાલ.**

# પાપની પુતળી

અથવા

# પેટમાંના દાંત

---

## પ્રકરણ ૧ લું.

---

### પ્રારંભની પીડા !

જળ સ્થળ વ્યાપક એક છો, સચરાચર સુખ ધામ;
અનેક રૂપે રમી રહ્યા, આખર એકજ નામ.
પાપીઓ પળ પળ રડે, સ્હાય કરો શ્રી શ્યામ;
ભવકુંડના આ જીવડા, રટતાં મુખથી રામ.
અધમ ઉદ્ધારક આપ છો, પાળો જીવ તમામ;
પ્રભાત સમયે હું સ્મરૂં, આનંદ મંગળ નામ.

### પુતળીનો જન્મ

આજે શ્રાવણ સુદ એકમનો પવિત્ર તહેવાર હોવાથી અલકાપુરીનો એક ધનવાન નાગરિક પોતાના સુશોભિત શણગારેલા દિવાનખાનામાં હારમોનિયમની પેટી ઉપર

સ્વહસ્તે ઉપર પ્રમાણેની સ્તુતિ વગાડી રહ્યો હતો. પ્રભાતનો સમય હોવાથી સંગિતના કોમળ શુરો સર્વ કર્ણને આનંદ આપતા હતા. વળી વરસાદ પણ ઝરમર ઝરમર ઝરી રહ્યો હતો. આવા આનંદના સમયે ઘરનો નોકર ભીખો શેઠની પાસે આવી કહેવા લાગ્યો " શેઠ શેઠ ! મધુરી બા એકાએક ચાહ પીતાં ગબડી પડયાં છે, તેમને અમે ઉંચકીને પલંગપર સુવાડયા છે, માટે તાકીદે મારી સાથે આવી તેમને જુઓ; કારણ આ દેખાવથી ઘરનાં સઘળાં માણસો ગભરાઇ ગયાં છે! વાર ન લગાડતાં એકદમ ઉઠો " કહી નોકર ચાલતો થયો.

તરતજ કર્મલાલશેઠ ઉભા થયા, અને જે ઓરડામાં મધુરી ગબડી પડી હતી, ત્યાં ગયા. જોતાં વારજ કર્મલાલ શેઠે માણસને હુકમ કર્યો કે " જાઓ કોઇ હોશીયાર દાઇ (નર્સ)ને તેડી લાવો; કેમકે એમને છેલ્લાં દિવસ થઇ ગયાં છે, એટલે છુટા છેડા થવાનો સંભવ છે. કદાચ ડાકટરને બોલાવીએ, પણ તેનું આ બીચારી અગળ કશું ચાલી શકે એમ નથી; માટે દાઇનેજ બોલાવી લાવો. "

આ વાત સાંભળતાં વારજ કર્મલાલ શેઠના માસી ઇંદિરા ત્યાં હાજર હતાં, તે એક ઘરડી, જુની અને પોતાની જાણીતી નંદી નામની દાઇને તેડવા ગયાં. ઘરડું માણસ

હોવાથી અથડાતાં અને હાંફતા દાઇને ઘેર પહોંચ્યા. નંદી દાઇ બારીમાંજ ઉભેલી હતી, તેણે ઇંદિરાને પોતાની સામું નજર કરતી જોઇને પુછયું "કેમ ઇંદિરાબા, આજે તમો કંઇ મારા ગરીબના ઘર સામું જોઇ રહ્યાં છો? ધનભાગ્ય અને સોનાના સુરજ મારે ઘેર! કહો શું કામ છે? "બેન તારૂં કામ પડયું ત્યારેજ હું જાતેજ આવી છું. જો બેન કોઇ દિવસ ચપટી ધુળનો પણ ખપ પડે તો માણસનો કેમ ન પડે! આજે તારો પણ ખપ પડયો છે; કારણ કે મારી બેનના દિકરાની વહુ મધુરીને છેલ્લા થઇ ગયાં છે અને આજે ઘણીજ કષ્ટાય છે, તેમજ સ્હવારની આંકડી પર આંકડી આવે છે, તેથી જો તું તાકીદે મારી સાથે આવે તો ઘણું સારૂં. હમણા તારા જે કામ હોય તે પડતાં મુક, અને મારી સાથે ચાલ; કારણ મારો જીવ ઘેર છે!"

આટલું સાંભળતાની સાથે નંદીએ કહ્યું "ઉભા રહો બા, હમણાં લુગડું પહેરી તમારી સાથે આવું છું." એમ કહી ઝડપથી નંદીએ લુગડું પહેરી લીધું, અને ઇંદિરા મારી સાથે ચાલવા માંડયું.

આ તરફ ઘરમાંથી ઇંદિરા મારી દાઇને તેડવા ગયાં છે એ જાણી લાગણી ધરાવતી પડોશણો કર્મલાલ શેઠના

ઘરમાં આવી ને મધુરીને જોઇ પુછવા લાગી "અલી બ્હેન અમને તો બુમ પાડવી હતી. આવી વખતે નહિં બોલાવો તો ક્યારે બોલાવશો? મધુરીની કોઇ સગી સ્ત્રીએ કહ્યું "એ તો બાબુ બહારથી આવ્યો તેણે મને કહ્યું કે 'આ કાકાને ત્યાં તો બધા ગભરાટમાં છે,' ત્યારે હું તો જોવા આવી"

મધુરીએ કહ્યું "બેન કોણ તેડવા આવે? માશી તો દાઇને તેડવાં ગયાં છે, હું એકલી એટલે એ મારી પાસે બેઠા છે, અને ભીખો તો મુઓ ગાંડા જેવો છે! એ શું સમજે? વારૂં બ્હેન તમે આવ્યા તેથી મારા પર મોટો ઉપકાર થયો."

એટલામાં નંદિ દાઇ અને ઇંદિરા માસી મધુરીના ઓરડામાં દાખલ થયા, એટલે શેઠ બૈરાં વર્ગમાંથી ઉઠીને બીજા ઓરડામાં જઇને બેઠા. નંદિ દાઇ મધુરીની પાસે બેસી તેનું પેટ તપાસી કહેવા લાગી "ગભરાશો નહીં. હું થોડી વારમાં પ્રભુની કૃપાથી છુટાછેડા કરાવું છું." એમ કહી તેણે પોતાની વૈદકકળાનો ઉપયોગ કરવા માંડયો. પોતાની વૈદકકળા અજમાવતાં નંદિ બોલી "બેન, પ્રસુતીની વેદના વાંઝણી શું જાણે? એ તો જેને વીતી હોય તેજ જાણે; માટે બ્હેન જરા જીવ કઠણ રાખીને

અખી ઘડી કાંઇ સરખી જતી નથી. કોઈ દિન ભાખરી તો કોઇ દિન લાપશી, એમ અનેક ધૈર્યતાના શબ્દો કહી મધુરીને વાતમાં નાંખી અને સહેલાઇથી એક બાળકીનો જન્મ કરાવ્યો. માતાના ઉદર બહાર પડતાં જન્મ પામેલી બાળકી “ ઉંઆ ઉંઆ ” કરવા લાગી. તેનો સાદ કર્મલાલ શેઠના ઓરડામાં ગયો, જે સાંભળતાં કર્મલાલ શેઠ ખુશ થયાં, ને મનમાં ઘાટ ગોઠવવા લાગ્યા “ ઠીક કર્યું ભગવાને કે એ જીવ જુદા પાડયા. હવે મારા જીવને નિરાંત વળી ”

ઈંદિરા મારી ખબર આપવા આવ્યાં. તેણે કહ્યું “ ભાઇ આજે બેસ્તે મહિને આપણે ત્યાં લક્ષ્મીબાઈ પધાર્યાં છે ! હવે તારા જીવને શાંતિ રાખ. ”

“ શું શાંતિ રાખું ? કર્મલાલશેઠ જરા ગુસ્સામાં બોલ્યા “ આ બાઇને લગભગ સાત બાળક મુએલાં આવ્યા અને આ આઠમું આવ્યું તે પણ પેટે પત્થર ! કોણ જાણે કેવા પગલાં પડયાં છે ! વળી સહવારના પહોરમાં પંચાગમાં જોયું તો મુળ નક્ષત્ર માલમ પડયું ! એટલે શાંતિનો તો હવે પારજ રહ્યો નહિ ! ખેર ! ભગવાને જે ધાર્યું હશે તે થશે, એમાં આપણું કશું ચાલનાર નથી.”

એટલામાં નંદિ ઓરડામાં દાખલ થઇ કર્મલાલ શેઠને કહેવા લાગી “ શેઠ છોકરી આવી છે, ને વળી આવી

મોઢાના આગલા ભાગમાં દાંત પણ હોતી આવી છે, માટે કોઈ હોશિયાર જોશીને પુછયા વગર એનું મોહું જોશો નહિ."

"વાહ ભગવાન તારી લીલા અકળ છે!" કર્મલાલ બોલ્યા "આઠમો ગર્ભ અને તેની સાથે મુળ નક્ષત્ર, અને વળી માતાના પેટમાંથી દાંત! બધાંજ સંજોગો મનને વિચાર વમળમાં નાંખે છે! ઠીક એમાં મારો કશો કસુર નથી. ફક્ત ભાવિનોજ કસુર કે બેસ્તે મહિને આવી વાતો મળી! નંદિ લે તારા પૈસા હું જરૂર જોશીને બોલાવી ખાતરી કરીશ, પણ તું કાલથી દરરોજ આવજે, અને બાઇની ખબર રાખજે."

નંદિ પૈસા લઈ ચાલતી થઈ. મધુરીની ચાકરીમાં ઇંદિરા માશી દાખલ થયાં. થોડીવાર પછી શેઠે ભીખાને બુમ પાડી કહ્યું "જો આપણા જોશી મહારાજ ઘેર હોય તો તેને મારી પાસે તેડી લાવ."

"વારૂ સાહેબ" કહીને ભીખો જોશી મહારાજના ઘર તરફ ગયો. રસ્તે ચાલતાં તેને ઠોકર વાગી, અને લોહી નીકળવા માંડયું. એથી ભીખો મનમાં બબડવા લાગ્યો કે "મુઇ એ છોકરીએ તો આવતાંની વારમાંજ મારા પગમાંથી લોહી કાઢયું."

આમ ભબડતો ભબડતો ભીખો જોશી મહારાજના ઘર આગળ આવ્યો અને ઘરમાં જઈ જોશી મહારાજને કહ્યું. “ જોશી મહારાજ તમને શેઠ ઘેર બોલાવે છે. ”

“ બેશ ભાઈ, સંધ્યા કરી રહેવા આવ્યો છું. પછી આપણે બંને જણા સાથે જઇશું. ”

થોડીવારમાં સંધ્યા પુરી થઇ. જોશી મહારાજે હાથમાં પોથી લીધી અને ભીખો તથા જોશી મહારાજ બંનેએ શેઠના ઘર તરફ ચાલવા માંડયું. રસ્તે ચાલતાં જોશી મહારાજ પોતાના દરેક ભાવિક યજમાનોને આશિંવાદ આપતા હતા. એટલામાં કોઇએક ભાવિક યજમાન મળ્યો. અને તેણે કહ્યું “ જોશી મહારાજ મારે ત્યાં આપને જમવાનું છે, તેમજ શ્રી. વિશ્વેશ્વર મહાદેવના દહેરામાં જઇ એક રૂદ્રિપાઠ પણ કરવાનો છે. ”

આ પ્રમાણે બંને જણા વાતો કરતાં હતાં. એવામાં એક ગોધાએ દોડતાં દોડતાં ત્યાં આવી, આ લોકો પર ધસારો કર્યો. અડફટમાં જોશી મહારાજ આવી જવાથી જરા પછડાયા ! હાથમાંની પોથી કાદવમાં ! અને પાઘડી ગટરમાં ! ડગલા પર ડાઘા ! અને મોં પર ધૂળ ! સાથે ચાલતાં ભીખાના પણ એજ હાલ ! અને વળી યજમાનની પણ એજ હાલત !

આ બનાવ બનતાં આજુબાજુના તથા રસ્તે ચાલતાં લોકો ભેગા થઇ ગયાં, અને જોશી મહારાજને કાદવમાંથી કાઢ્યા. ભીખો તથા યજમાન બંને તો પોતાની મેળેજ ઉઠી ગયા. લોકોએ જોશી મહારાજનું શરીર સાફ કર્યું, અને દિલાસો દઈ કર્મલાલ શેઠના ઘર તરફ વિદાય કર્યા.

રસ્તે ચાલતા જોશી મહારાજ મનમાં વિચાર કરવા લાગ્યા "બેસ્તે મહિનેજ પહેલી દક્ષણા તો મળી ચુકી! હવે બાકીની શેઠ આપશે એટલે કમાઈ ચુક્યા! ખરેખર સામેની વિધવા ગંગા ડોસીનું મોઢું આજે ઉઠતાં વારજ મેં જોયું હતું, તેનો આભાવ ભજવાયો!"

આમ બબડતાં બબડતાં જોશી મહારાજ કર્મલાલ શેઠના ઘર આગળ આવી પહોંચ્યા. તેમને જોઈ શેઠ વિચારવા લાગ્યા કે "વાહ! ભાવી તારી પણ આ લીલા છે! આ મહારાજનો દેખાવ હોળી રમીને આવતા હોય એવો દેખાય છે!"

કર્મલાલ આમ વિચાર કરે છે એટલામાં જોશી મહારાજ ઘરમાં આવી પહોંચ્યા. શેઠે તેમને આસન આપી બેસાડ્યા, અને શાંતિથી પુછ્યું "બાપજી! કયે ગામથી આવો છો? બહુ કાદવ કીચડમાં રંગાઇ ગયેલા દેખાવ છો."

"નારે યજમાન રાજા" જોશી મહારાજે હસીને કહ્યું, "ગામે ગયો નથી ને ગોધરે પણ ગયો નથી!" આ

તો રસ્તામાં મહાદેવજીનો પોઠીઓ (ગોધો) પ્રસન્ન થયો અને તેણે આ બક્ષિસ આપી છે !"

"શું કહો છો ! પડી ગયા !" શેઠે દુઃખી હૃદયે કહ્યું "રામ રામ મારે ઘેર આવતાં દુઃખ હશે, પ્રભુનું ધાર્યું હતું તે થયું. હાથ મોઢું પાણીથી ધોઈ નાંખો" કહીને શેઠે ભીખાને પાણી લાવવા કહ્યું.

"શેઠ તમેજ પાણી આપો કારણ કે જેવા મહારાજના ચમત્કાર, તેવાજ ભીખાના નમસ્કાર થયા છે" ભીખાએ કહ્યું કે જતી વખતે ઠોકર વાગી લોહી નીકળ્યું, અને આવતી વખતે કાદવની શૈયામાં લોટયા, માટે મહારાજ સાથે પણ મારી સંભાળ લેજો".

આ સાંભળતાં શેઠે જાતે ઉઠી પાણી આપ્યું, અને જોશી તેમજ ભીખાની આગતા સ્વાગતા કરી. બાદ શેઠે જોશી મહારાજને કહ્યું "જોશી મહારાજા આજ રોજ મારે ત્યાં કન્યા રત્ન પ્રાપ્ત થયું છે, માટે તેના ગૃહકાળ, ચંદ્રમા, ભાગ્યરેખા વિગેરે વિગત આપના શાસ્ત્રમાં જોઈ ભાવ જણાવો, તેમજ તેનું શું નામ આવે છે, તથા એની કઇ રાશી થાય છે, તે સવિસ્તર કહો."

આ સાંભળી તરતજ જોશી મહારાજનો તો ધંધો હતો, એટલે તેણે પોથી ઉઘાડી. તેને કયાં શીખવા જવું

પડે એમ હતું. જ્યોતિષ શાસ્ત્રની પોથીમાં જોયું તો જન્મના દિવસે મુળ નક્ષત્ર માલમ પડયું, તથા બીજા ઘણા જન્મકાળના ગૃહો નબળા ભાળ્યા. વળી કન્યા રાશી આવવાથી તેના મુખ પર શિથિલતા પ્રાપ્ત થઇ. જોશી. મહારાજ મનમાં ઈશ્વર સાથે એકાગ્રતા કરી વિચાર કરવા લાગ્યા કે "હે પ્રભુ મારે તો ધર્મ સંકટ આવ્યું! પેટને અર્થે અહીં આવ્યો છું, છતાં કાંઈ પણ જુઠું કહેવાય એમ નથી; કારણ શેઠ ભણેલા છે, અને બીજા જોશીઓનો કાંઈ શહેરમાં તોટો નથી, માટે સાચું કહેવું એમાંજ મારૂં ભૂષણ છે" આમ વિચાર કરી શેઠને કહેવા માંડયું "જુઓ સાહેબ, ખોટું લગાડશો નહિ. જે શાસ્ત્રોમાં આવતું હશે તેજ હું આપને કહીશ." આમ કહી તેણે નીચે પ્રમાણે કહેવા માંડયું "આજરોજ મૂળ નક્ષત્ર છે તેમજ બીજા યોગ પણ ઘણાજ નઠારા છે. તેની અંદર આ છોકરીનો જન્મ થયો છે. ભડળી લખે છે કે 'પડવે મૂળ, પાંચેમ ભરણી, આઠેમ કૃતિકા, નોમ રોહિણી, દશેમ આશ્લેષા, સુણરેસહી, પાંચે નક્ષત્રો જવાળામુખી કહી, જણે તો જીવે નહિ! વસે તો ઉજ્જડ થાય! નારી પહેરે ચુડલો બાં હદ સમૂળો જાય! તે આપના મોં આગળ સિદ્ધાંત સહિત કહું છું, છતાં આ છોકરી જીવશે, તોપણ આપની સર્વ સમૃદ્ધિનો નાશ કરાવી, ખોટાં કર્મનો ખજાનો આપને હાથે ભરાવશે,

તેમજ જે ઘેર એનું લગ્ન થાય, તે ઘરનાં સઘળાં માણસો અકાળ મૃત્યુ પામે. પોતે મહાન અપયશનો પોટલો બાંધી તમારા કુળમાં કહાણી કહેવડાવશે. વળી કન્યા રાશી હોવાથી એનું નામ પુતળી આવે છે, તેથી પુતળી છતાં ભલા થઇ મારા કહેવા પ્રમાણે ભાવ ભજવાવશે! તો પણ તમે ગભરાશો નહિં. આખરે ભાગ્યની સાથે પુરૂષ પ્રયત્ન બળવાન છે, તેજ પ્રયત્નથી તમે આ સંસારમાં નિભશો. માટે શોચ ન કરતાં શાંતિ રાખવી. શેઠજી હવે તો વિલંબ ન કરતાં મને મારી દક્ષણા આપી વિદાય કરો; કારણ કે મારે તમારા જેવાં બીજા યજમાનોના મન સાચવવાના છે. ”

શેઠે જોશી મહારાજને એક સોના મ્હોર આપી તેમને વિદાય કર્યા. જોશી મહારાજના ગયા પછી શેઠ પોતાના ઓરડામાં આરામ ખુરશી પર બેસી વિચાર કરતાં કરતાં બબડવા લાગ્યા “વાહ ! જગત નિયંતા તું પણ એક મહાન જાદુગર છે, કે તારા જાદુની જાળનો ખેલ મને પણ બતાવવાનું તને સાધન જડયું ! ખરેખર ઘડીમાં રંક તો ઘડીમાં રાય! અને ઘડીમાં જોગી તો ઘડીમાં ભોગી ! સહવારમાં કેવો આનંદ ! હમણાં કેવો આનંદ હશે ! ધાર્યું ધણીનું થશે; કારણ કે:—

સમય બડા બળવાન હય, નહિ પુરૂષ બળવાન;
કાબે લુંટી ગોપીકા, એ ધનુષ એ બાણ;

માટે માણુસ પણ હું ને ભોગ ભોગવવાવાળો હું છે. ફકત સમય બદલાયા કરે છે"

આ પ્રમાણે શેઠ બબડી રહ્યા છે, એટલામાં તેનો ઓળખીતો મહેન્દ્ર નામનો એક શેર દલાલ આવ્યો. તેણે કહ્યું "શેઠજી હવે તો મ્હારે આપને કહ્યા વગર ચાલે એમ નથી; કેમકે આપના વેચવા આપેલા શેરોમાં આજ રોજ પચીસ હજારની ખોટ ગઇ છે! જેથી બજારમાં આપના સંબંધમાં આડુ અવળું ઘણું બોલાતું હતું, પણ ખોટના રૂપીઆ તરતજ મારી પાસેથી ભરી બજારમાં સાખ રાખી છે. માટે હવે મને પણ આજે ને આજે રૂપીઆની તજવીજ કરી આપો, નહિં તો મારી પણ ફજેતી થાય તેમ છે."

આ સાંભળતાંજ શેઠે બરોડા બેંક પર પોતાના નામથી એક ચેક લખી આપ્યો તે ચેક લઇ મહેન્દ્ર દલાલ હસ્તે મોંઢે ગયો, પણ શેઠ તો ઢીલાજ થઈ ગયા; કેમકે એક દિવસમાં પચ્ચીસ હજારની ખોટ! આંખમાં આંસુ આવી ગયા! બોલવા જેટલી પણ હિમ્મત રહી નહિ! શેઠ અફસોસના સાગરમાં એકદમ ડુબી ગયા, અને વિચારવા લાગ્યા કે "અરે ભગવાન; દીકરી આવતાંજ અપશુકન! મહારાજનો નશિયત બીજો પણ તેમજ! દીકરીને પણ પેટમાંથીજ દાંત! અને

પણ ધડાકો! મારીને પણ વિટંબણા! દલાલને પણ બેસ્તે મહિને અધિરાઈ! સહુવારનું જમવાનું સાંજે! હર્ષને બદલે શોક! જોશી મહારાજના પ્રારંભના જોશ પણ ખરા પડયા! જરૂર અગાડી પણ એમજ થશે! હશે! જે થવાનું હશે તે થશે! રડે એમાં શું વળે. એમાં કંઇ વળે તેમ નથી; કારણ પહેલી રાતનું મરી ગયું હોય તો કયાં સુધી રડાય! આંખમાના આંસુ પણ ખુટી જાય! માટે હવે તો નાહીને જમી લઉં, પછી જે ભગવાને ધાર્યું હશે તે થશે!" એમ વિચારી શેઠ નહાવા ગયા. નોકરે ટુવાલ, સાબુ આપ્યા. નાહ્યા પછી રસોડામાં જમવા ગયા. રસોડામાં ભટ્ટ ન મળે. ઘણી બુમ પાડી. ભટ આવ્યો. શેઠને જમવા બેસાડ્યા. જમવાનું પણ ભાવે નહિ. આખરે ગમે તેમ સ્હેજસાજ ખાઇ શેઠ ઉઠી ગયાં અને હાથ ધોઇ દિવાનખાનામાં પાન ખાવા બેઠા.



## પ્રકરણ ૨ જું.

### કર્મલાલના કર્મ તમાશા !

કર્મ કઠિણ છે કારમું, કૌતકને વળી ફેર;
કંકુ ત્યાં કાજળ મળે, વરશે જગમાં ઝેર !
ધારે મનમાં લક્ષ્મી જે પામે પત્થર ત્યાંય,
અમૃત તો આપ્યું ખશે, ખાંતે ખડતો ખાય !
મ્હોટા મ્હેલો નાશમાં, ઝુંપડીએ પરખાય;
શોધે સાથી સ્વર્ગનો, નર્ક ત્યાંય દેખાય !

પુતળીના જન્મ બાદ થોડાએક વખત સુધી દુઃખ સુખથી કર્મલાલ શેઠે પોતાના દિવસો ગુજાર્યા અત્યારે સમય વસંત ઋતુનો છે. કર્મલાલ શેઠ પોતાના ઓરડામાં બેસી હારમોનીયમ પેટી ઉપર ગાયન વગાડે છે, અને શેઠાણી કેશરીયા કપડાં પહેરીને નીચેનું ગાયન સાંભળતાં બેઠાં છે.

તુલશી લીલા પ્રભુતણી, પર્વત પર હરિ આય;
સુકા કાષ્ટના જીવને, કોણુજ પાણી પાય !
જળમાં વસે કુમુદની, ચંદ્રા વસે આકાશ;
જો મરિકે મન બસે, તો તાહીકે પાસ,
પળમાં ઘોડા ગાડીઓ, પળમાં જેલ નિવાસ;
પળમાં, પ્રભુ દર્શન થકી, પૂરે મનની આશા.

ગોર્વધન તોળ્યો ગીરીધરે, રામે બાંધી પાજ;
ભરી સભામાં દ્રૌપદીની, કૃષ્ણે રાખી લાજ,
સ્મશાન સેવે રાજવી, મરેલ બાળક પાસ;
દાણુ વિના બાળક બળે, તારા મન નિરાશ.
પૂર્ણ પ્રતાપિ પ્રતાપ જે, રઝળે જંગ માંહ્ય;
ખાવા ન મળે રોટલો, પ્યારો જીવ ઝંખવાય.
ન્હાની સરખી વેલડી, મ્હોયે ફળ તો થાય;
જઈ જુઓ જંગલ મહીં, કોહલાં લોકો ખાય;

ગાયન પુરૂં થતાંજ મધુરી શેઠાણી બોલી ઉઠયાં બળ્યો! તમારો સ્વભાવ આવો કેવો! આજે વસંત ઋતુનાં પ્રભાવમાં આનંદના ગાનને બદલે પ્રભુ ભક્તિ અને વૈરાગ્યનીજ વાત કાઢી બેઠા! રહેવા દો તમારી પેટી! તમે તો પુતળી જેવા છો! તે પણ ધાવતાં ધાવતાં થાન કરડે છે, તેમ તમે પણ વાત વાતમાં, ભજનમાં વૈરાગ્યનીજ વાત કરો છો! બીજુ કશું નહિ! જુઓ! કેસુડાના વૃક્ષ પર કેસુડા કેવા સુંદર અને રંગીત આપણા મનોહર બાગમાં દેખાય છે! ઝાડો પણ જાણે હસીને વાતો કરતાં હોય એમ નવપલ્લવ શુશોભિત દેખાવ આપી રહ્યા છે! આંબાના ઝાડ પરની મ્હોર પણ કેવો શુશોભિત દેખાવ આપી રહી છે! તે પોતાની મધુરી સુગંધી આપણને કેવી

ચખાડી રહી છે! દરેક પુષ્પો પર પુષ્પ કળી કેવી ખીલી રહી છે! આ રમણિક રચના જુઓ! અને મનને એ ઘડી રંજીત કરો. આ પુતળીને રમાડો. છોકરી તો બાપા બાપા કરે, અને બાપ તો બાંડુ જુએ! પાડો ચાલી ચાલીને મરી જાય, છતાં પખાલીના હિસાબમાં નહિ! કેમ સાંભળ્યું કે નહિ?"

"હા. હા. સાંભળ્યું. મારા મનની વાતો તું શું જાણે?" એમ કહી કર્મલાલ શેઠે વળી પાછું પેટીમાં નીચે પ્રમાણે વગાડયું:—

સટ્ટામાં સટ્ટો થયો, શેરોમાં થયો નાશ;
મોંઘવારીમાં મરી ગયો, દાવા થાય પચાશ!
બાંધી મુઠી લાખની, બાંધ્યો ધર્મ કહેવાય;
ઉઘડે તો અથડાઈ પડે, જરૂર ફજેતી થાય!

આ સાંભળતાં શેઠાણી બોલી ઉઠયાં "હેં! શું બોલ્યા! એવું તે હોય! એ તો તમે મને ઠગો છો. સીધા સીધા આનંદની વાત કરો. નાહક વખત નકામો ગુમાવો નહિં. સટ્ટોને વળી પાછો ફેર! એ તો તમારે અને મ્હારે મન મન તો ખેર! ત્યાં તો મ્હેર! ગભરાઓ છો શું? આ બધા દાગીના તમારાજ છે. કામ પડે તો વાપરીએ પણ ખરા. માલ આપણો છે."

" ગાંડી ! ચણાની ભુખ કણુથી કેમ ભાંગે ? તારા દાગી-નાથી મારૂં દુઃખ ભાંગતું હોય તો પછી નવોજ જન્મ થયો !"

આ પ્રમાણે વાતો ચાલી રહી છે એટલામાં કર્મલાલનો દોસ્તદાર અનિરૂધ આવી પહોંચ્યો. આવતાં વારજ બંને જણાએ તેનો આદર સત્કાર કરી તેને બેસાડયો. કર્મલાલે તેને પુછયું " કેમ ભાઇ, કયાંથી આવો છો ? "

" વાડીએ ગયો હતો ત્યાંથી તમને મળવા આવ્યો છું ઘણા દિવસથી તમે મળ્યા નહુતા, માટે આજે તો ખાસ કરીને તમને મળવાજ આવ્યો છું "

" બહુ સારૂં. જોની તારી ભાભી માથા ફોડાવે છે ! મ્હારે તો પેટમાં હોળીને બદલે દિવાળી ચાલે છે ! તેની અંદર ટકટક ! "

" હા ભાઈ હા આવતાં વારજ તમારો ચહેરો જોઇને સેવક તો ચેતી ગયો; કેમકે બંન્નેના મોઢાં ફીકા પડેલાં જોયાં ! કહો ભાઈ શું હાલત છે ? "

" શું કહું ! કહું તો કુચ્છ કહાન જોય, ના કહું તો બાપ કુત્તા ખાય. એક બાત ઝાડીમેં એસી ભઇ કે બારસો ગામ બોકડી ચર ગઇ ! એક વાર અમીર હતા, આજે ફકીરની વાતો શેઠાણીને સંભળાવીએ છીએ ત્યારે તેમનું

મગજ તો ગેપજ થઈ જાય છે! મેં તો સાચી હકીકત કહી છે. એક પણ વાત જુઠી કહી નથી."

"હા ભાઈ હું જાણું છું કે ગારે લીંપ્યા ઘર સૌના આજ કાલ મોટા મોટાના મન જાણે છે; કારણ નાણા બજાર બધોજ તંગીમાં છે, એ વાત બેરા માણસ શું જાણે? મને પણ ઘરવાળી દરરોજ નવા નવા અખતરા બતાવે છે. આજે ઝાંઝરી માંગે, કાલે નેકલેસ માંગે, પરમ દિવસે બુટ્ટી માગે! એમ માંગણી પર માંગણી કરે! અહીં સેવકને તો પેટમાં કંઈને કંઈ લાગણી થતી હોય! ખરેખર! વીતી વેદના જાણે તેજ જાણે! અણવિતી શું જાણે? મને વિતી છે તો હું જાણું છું."

"હા મારા માનવંત મિત્ર, તમે ખરૂં કહ્યું. તમારૂં કહેવું ખરેખર સાચુંજ છે"

"લો આ તો વાંકુ પાડો છો?" મધુરીએ હસીને કહ્યું "એમ દિલગીર થવાથી શું વળે? હસીને વાત કરો, અને પુતળીને રમાડો"

કર્મબાલે કહ્યું "પુતળી આવી ત્યારથી મારી આંખની પુતળી તો ઉંધીજ થઇ ગઇ! તે કયાં સુધી કે આજે તારા મોં આગળ રોદણાં રડવા પડે છે!"

"હશે! પ્રભુ સૌ સારૂં કરશે. એમ વિચાર કરે મ્હાડો વળે એમ નથી, પ્રભુનું ધાર્યું હશે તે થશે, એમાં આપણું કંઈજ ન ચાલે, એમાં વિચાર પણ શાનો કરવાનો?" શેઠાણીએ અનિરૂધલાલને કહ્યું "કેમ અનિરૂધભાઈ, સાચું કેની?"

"શાબાશ મોટી બ્હેન! ઠીક જવાબ આપ્યો! તમે પણ સાચું કહ્યું. અવનિધર પણ કહી ગયા છે કે 'જીવ તું શીદ શોચના કરે, કૃષ્ણને કરવું હોય તે કરે' માટે સાહેબ પાધરા તો વેરી આંધળો!"

"હા ભાઈ તમે જે કહો છો તે સાચું છે અને હું જે કહું છું તે પણ સાચું છે, ચાલો ભાઈ ત્યારે હવે પેટી વગાડો અને હું ગાઉં; કારણ કે શામવેદ શરીરને આનંદ આપી પુષ્ટિ આપનાર છે. મૃગ તેના નાદમાં એકાગ્ર થતાં પ્રાણની પણ પરવા ભૂલી જાય છે, સર્પ જેવા જેવા વિષવાળા પ્રાણીઓ પણ મોરલીના મોહમાં તલ્લીન થઈ કેદ કરનાર બાજીગરના હાથે પકડાઈ જાય છે. નાદના અંદર આખી સૃષ્ટિ બેભાન બને છે! જેમ લલીત છંદથી શોક ઉત્પન્ન થાય છે, તેમ માંગલીક ગીતથી આનંદ પ્રાપ્ત થાય છે. જેમ વીર રસથી શુરાતન મળે છે, તેમ કરૂણા-રસથી દીલગીરી પ્રાપ્ત થાય છે અને હાસ્ય રસથી ખુશાલી

ઉપજે છે. માટે આજે હાસ્ય રસની એકાદ ચીજ વગાડો કે આનંદ આનંદને પરમાનંદ! ગભરાઓ છો શું? હશે તેનું જશે. અહીં તો વાજબી ઇન્સાફ થશે. માટે ભાઈ પેટી પર બેસોને પેટી વગાડો,"

કર્મીલાએ પેટી વગાડવા માંડી અને અવનીધરે ગાવા માંડયું :—

હું તો મ્હોટી સહેલાણી નાર, મારા ભપકાનો નહિ પાર;
ધોળું ધોળું ગવન પહેરૂં, કર બંગડી છે ચાર.
ઝબ્બા ઝુલ્ફા ચોળી પહેરી, લટકે ચાલું થાર;
એરીંગ બેરીંગ લટકે સારૂં, ખીસા પાકીટ સાર!
શું શાંથી તો વાતજ કરતી, ગળે અછોડા ચાર;
રૂમાલ રેશમી હાથે ઝાલી. નાજની નખરાદાર!

ઉપલું ગાયન ગાવામાં અવનીધરલાલ તલ્લીન થઈ આનંદ પામતા હતા; એટલે મધુરીએ કહ્યું "ઘણું સારૂં ગાયું. જુઓ કેવો આનંદ લાગે છે! મનના સઘળા વિચાર ફરી ગયા. હો. હવે ચા પીઓ." એમ કહી ભીખાને બોલાવી ઘણી સરસ ચાહ બનાવવાનું કહ્યું.

તરતજ ભીખો અંદરના ઓરડામાં ગયો અને થોડી વારમાંજ સ્વાદીષ્ટ ચાહ બનાવીને મંડળીમાં લાવ્યો. ચાહ ઘણા ઉની હતી તેથી થંડી પડતાં તે સર્વ જણે પીધી.

પછી પાન ખાવા માંડયા. ત્રણે જણાએ પાન ખાધા. બાદ અવનિધરલાલે કહ્યું " ભાઇ આજરોજ બેંકના મેનેજર સાહેબ આવવાના હતા, પણ કાંઇ દેખાયા નહિ. "

એટલામાં બારણા આગળ ગાડી આવીને ઉભી રહી. મેનેજર સાહેબ ગાડીમાંથી ઉતર્યા અને કર્મલાલ શેઠ પાસે આવ્યા. શેઠે જોતાંવારજ તેમનો આદર સત્કાર કર્યો. કેટલોક સમય વીત્યા બાદ મેનેજરે કહ્યું " શેઠ, આજકાલ તમારા નામ ઉપર બેંકમાં ઘણાજ થોડાં નાણાં છે, માટે ચેક લખો તે વિચારીને લખજો. નહિ તો તમારી આંટપર પાણી ફરશે. "

" વારૂં મેનેજર સાહેબ ! " કર્મલાલે કહ્યું " પહેલેથી ચેતાવ્યા તો સારૂં થયું, નહિં તો હું તો લખ્યાજ કરતે. "

" ખરી વાત, પણ બેંક કાંઇ મારા બાપની નથી. મારે તો જવાબ દેવાનો છે. દોસ્તીના હકમાં મારા ઘરનાં નાણાં ન મળે તો ચાલે, પણ આમાં તો મારાથી કશી ગરબડ થાય એમ નથી; માટે ચેતાવ્યા. ચાલો. ઉઠો હવે મારી સાથે ગાડીમાં ફરવા ચાલો. ઘણા દિવસથી આપણા બંગલે ગયા નથી. માટે ત્યાંજ જઇએ. "

"જાઓ તમે" ભવનિધિરલાલે કંટાળીને કહ્યું "હું તો હવે નથી આવતો મને તો કંટાળો આવે છે."

"ના ચાલો. મારે કામ છે" કર્મલાલે આગ્રહથી કહ્યું "તમારે પણ આવવુંજ પડશે." આખરે ત્રણે જણા જવાને તૈયાર થયાં, અને આસણાં આગળ ઉભેલી ગાડીમાં બેઠા. મેનેજર સાહેબે પોતાના 'બાગે બહેસ્ત' નામના બંગલા તરફ ગાડી હાંકી. અને લગભગ ડોઢેક કલાકમાં પવનની મીઠી લહેરો ખાતાં ત્રણે જણા બંગલા આગળ આવી પહોંચ્યા.

ગાડીમાંથી સર્વ જણા ઉતર્યા. બાગમાં પેસતાંજ માળીએ બંગલાની ચાવી આપી. બંગલો ઉઘાડયો, બારીઓ પણ ખોલી નાંખી, અને પીયાનો ચાલુ કર્યો. ત્રણે જણાં રાઉન્ડ ટેબલની આસપાસ ખુરસી નાંખી બેઠા. સીગારેટ કહાડી. તે દરેક જણે પીવા માંડી, અને સીગારો પુકતાં વાતોના તડાકા ચાલ્યા. મેનેજરે વાતમાં ને વાતમાં કહ્યું "શેઠજી વેર શેઠાણી હાજર હતા, એટલે મેં કંઈ વધારે કહ્યું નહિ, પણ હું તમને ચેતાવું છું કે, આજ રોજ બજારમાં એવી બૂમ પડી છે કે કર્મલાલ શેઠ આવી લાગ્યા છે, અને થોડા દિવસમાં બેસી જવાની વકી છે! કારણ કે આજ કાલ કોર્ટમાં એમના પર ઘણા દાવા

થનાર છે; એટલે બીજા માંગનાર પણ જરૂર એ સાંભળતા તૈયાર થઇ જશે, માટે જરૂર તમે ચેતેલા રહેજો. 'ચેતતો નર સદા સુખી' એ કહેવત ધ્યાનમાં રાખી વર્તજો"

'વારૂં ભાઇ તમે મને ચેતાવ્યા તે સારૂં થયું. હું પણ તેના વિચારમાંજ છું. આખો દિવસ તેનીજ ગમગીનીમાં છું. કાલે કોઇ બીજા શાહુકારને ઉભો કરીશ, અને માંગનારને પતાવવાનો બંદોબસ્ત કરીશ."

આ પ્રમાણે વાત કર્યા પછી તેઓ બહાર નીકળ્યા, અને બાગમાં ફરવા લાગ્યા. બાજુના ખુણામાંથી એક સર્પ નીકળ્યો, અને કર્મલાલના પગ તળે છુંદાયો. તરત સાપે બળખાઇ તેના પગ પર ચુડ ભેરવવા માંડી ! પણ એટલામાં અવનીધરલાલની નજર પડતાં તેણે બુમ પાડી લાકડીનો ઝપાટો માર્યો, અને સર્પ છુટો થઇ દુર ખસી ગયો. કર્મલાલ સર્પના પંજામાંથી છુટયા તો ખરા, પણ મનને તો ધાસકો પડયો અને છાતી ધડકવા લાગી. આંખે અંધારા પણ આવ્યાં. મેનેજર સાહેબ ગભરાયા. પાણી લાવી તેમણે કર્મલાલના મોઢા પર છાંટવા માંડયું. થોડી વારમાં શુદ્ધિ આવી, અને શેઠજીએ પુછયું "કેમ ભાઇ પાણી છાંટયું ?"

"ભાઈશું કરૂં ?" મેનેજર સાહેબ દીલાસો આપતા બોલ્યા "સર્પના ત્રાસથી તમારી આ ગતિ થઈ. હવે જરા પણ ગભરાશો નહિ. ચાલો, ઉઠો અને ગાડીમાં બેસો."

ધીમે રહી ગાડીમાં બેઠા, અને શેઠના ઘર આગળ આવી પહોંચ્યા. શેઠ અને મેનેજર સાહેબ તથા અવની ધરલાલ ઘરમાં ગયા. શેઠાણીએ પૂછયું "કેમ વાર લાગી ? જમવાને હું બેસી રહી છુ"

"હું જીવતો આવ્યો એજ ધનભાગ્ય !" કર્મલાલે કહ્યું "જીવવાની આશાજ કોને હતી ! મસાણે લાકડાં પહોંચી ગયા હતા ! ભગવાનની મહેરબાની હતી તો જીવતો ઘેર આવ્યો !"

"કેમ શું બન્યું ?"

"સાપ પગ પર ચડયો તે મહા મહેનતે છુટયો ! થોડીવાર બેભાન રહયો. અરધે કલાકે શુદ્ધિ આવી અને ઘેર આવ્યો."

"હેં હેં ! ભગવાને તમને બચાવ્યા. નહિં તો મારૂં સૌભાગ્ય પરવારી જતે ! મારા ચુડી ચાંલ્લાએ અને આ પુતળીના નસીબેજ જોર કર્યું !"

"પુતળીનું નસીબ તો સારૂં છે કે, આવી ત્યારથી હું દુઃખી! દુઃખી! અને દુઃખી! ભલે તારૂં નસીબ! ચાલ ખાઇ લઇએ. બની ગયલી વાતને યાદ નહિં કરવી."

બંને જણા રસોડામાં જમવા ગયા. દુધ રોટલી શાક વગેરે જમી હાથ ધોઇ દીવાનખાનામાં પાન ખાવા બેઠાં. પાન ખાતા થોડા વાતના ગપાટા મારવા લાગ્યાં. આંખમાં ઉંઘ આવવાથી બારણા બંધ કરી બંને જણા શયનગૃહમાં ગયા. શેઠાણી સુઇ ગયાં. પરંતુ શેઠને ઉંઘ આવી નહિ. તેનું મન ચિંતામાં ભમી રહ્યું હતું.

લગભગ મધ્ય રાત્રીનો સમય છે. એટલામાં પલંગની ઉપરની છાજ પરથી એક સર્પ પસાર થયો. પસાર થતાં તેનો ઓળો શેઠના શરીર પર પડયો. પાસે વાંદરો બાંધેલો હતો. તેણે ઓળો જોઇ વિચાર કર્યો કે "જરૂર આ મારા શેઠને મારી નાંખશે. માટે લાવ એને મારી નાંખું" આમ વિચારી પોતાની પાસે પડેલી છરી લઇને મારવા કુદયો, પણ એટલામાં શેઠાણી જાગી ઉઠયાં અને વાંદરાને આ સાહસ કરતાં જોયો. તરતજ શેઠે છરી વગેરે જોઇને ગભરાઇ ને પુછયું "અડધી રાતે આ શું ગડબડ!"

"જરૂર તમારો દહાડો વાંકો છે! આજે પણ બીજી ઘાત ગુજરી! જુઓ ઉપર સાપ છે!"

શેઠ તો તરતજ સાપ જોઇને ગભરાઈ ગયા, અને વિચાર કરવા લાગ્યા "વાહ ભગવાન કટોકટીના પ્રસંગે પણ મારો બચાવ ન કરો! આજે ઉઠયો ત્યારથીજ અપશુકન, અપશુકન અને અપશુકન!"

મધુરી શેઠાણી પડોશમા ગયાં. એક સાપ પકડનારને ઉઠાડયો, અને તરતજ તે આવ્યો. સાપને પકડી લીધો એટલે શેઠને શાંતિ વળી. સાપ પકડનાર સવા રૂપીઓ, રેવડી અને ફુલનો હાર લઇ ચાલતો થયો.

એટલામાં પુતળી જાગી ઉઠી. તેને જોતાંજ શેઠ બબડવા લાગ્યા "પુતળી આવ્યા પછી બસ હરરોજ મ્હોંકાણના સમાચાર! પ્રભુ પાધરો તો વેરી આંધળો! માટેજ કટોકટીના પ્રસંગપર બચાવ થઈ જાય છે!

કર્મલાલે શેઠાણીને કહ્યું "હવે તમે છોકરીને લઇને સુઇ જાઓ. હું પછી સુઇ જાઉં છું."

બધાં સુઇ ગયા પણ શેઠને ઉંઘ આવે નહિં, એટલામાં મરઘો બોલ્યો.. વ્હાણું વાયું સમજી શેઠ પથારીમાં ઉઠયા અને દાતણ પાણી કરી, નાહી ધોઇ સેવા સંધ્યામાં બેઠા. તરતજ એક માંગનાર બેલીફને લઇને આવ્યો, અને દિવાનખાનામાં બેઠો. શેઠ પુજામાંથી ઉઠી બહાર આવી જુએ છે તો બ્હાર માંગનાર અને બેલીફને દિવાનખાનામાં

બેઠેલા જોયાં! શેઠના પેટમાં ફાળ પડી! મનમાં બબડવા લાગ્યા "વાહ નસીબ! ઘેર તમાશા અને હવે કોર્ટમાં તમાશા!

બેલીફે શેઠને સમન્સ આપતાં કહ્યું "લ્યો શેઠજી, જરા મહેરબાની કરી આના પર સહી કરી આપો."

"કેમ ભાઈ હવે છેક મરી આબરૂ પર આવી ગયા કે શું?" સાથે બેસી જરા પણ વિચાર નહિં કર્યો!

"શું વિચાર કરૂં?" માંગનારે કહ્યું "મારા મનની વાતો બધી મારૂં મનજ જાણે છે! તે તમે ક્યાંથી જાણો! હું પણ આવી લાગ્યો છું! એટલે આ છેલ્લાં પગલાં લેવા પડ્યાં છે!"

"કંઇ નહિ. સહુ રાહના પાણી રાહે જશે" એમ કહી શેઠે તેના પર સહી કરી આપી અને કહ્યું "હવે બન્ને સાહેબો પધારો. મારી તમને રજા છે."

બેલીફ અને માંગનાર ગયાં કે તરતજ શેઠાણીએ શેઠને કહ્યું "વળી આ શું આવ્યું?"

"માંગનારનું નોતરૂં છે કે હવે કોર્ટે પધારજો. રાતના મોત હતું, હવે પછી માંગનાર અને કોર્ટ છે, એટલે દવને દવજ છે! ચાલવા દો! કશી અભરામણ નથી. મ્હારા સ્નેહી સોલીસીટર છે. તેની સલાહ લઇ કાંઇ પણ કરીશું."

એટલામાં અવનીધરલાલ આવી પહોંચ્યા. તેમણે શેઠને ગભરાયલા જોઇને પુછયું " કેમ ભાઇ આજે કાંઇ દેખાવ જુદોજ માલમ પડે છે! જમ્યા કે નહિ?"

" અરે ભાઈ આજે તો ખૂબ ધરાઇને ખાધું છે! રાતનાં વળી પાછું સ્મશાન લાકડે જવું પડતે. અને આજે પ્રભાતમાં સીવીલકોર્ટમાં દાવો થયો તેનો સમન્સ આવ્યો, એટલે જમવામાં કશી કસર રહી નથી! હવે તો ખાઇને સોલીસીટરની સલાહ લેવા જવાનો વિચાર કર્યો છે. તમે પણ સાથે ચાલો." એમ કહી શેઠ જમવા બેઠા. જમીને પાન સોપારી ખાધા, ગાડી જોડાવી, સોલીસીટરની ઓફીસે જવા નીકળ્યાં.

રસ્તે જતાં એક વાંક વળવાનો હતો, ત્યાં આગળ એક મોટો પત્થર પડેલો હતો. અજાણમાં ગાડીનું પૈડું તે પત્થર પર પડી ગયું! તરતજ ગાડી ઉંધી વળી ગઇ! બેઠેલા બધા નીચે આવ્યા અને ઉપર ગાડી ઉંધી વળી! ઘોડો જરા ચાલ્યો, એટલે બધા ઘસડાવા લાગ્યાં! આજુબાજુના લોકો એકઠા થયાં. તેઓ ઘોડાની લગામ ઝાલી તેને ઉભો રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ઘોડો તોફાન પર ચડી ગયો અને કુદવા લાગ્યો. આખરે મહા મહેનતે ઘોડાને ઉભો રાખી ગાડી સીધી કરી.

તરતજ ત્રણે જણાના શરીર પર લાલ ડાઘા માલમ પડયા ! બિચારા ધીમે ધીમે બેઠા થયા લોકોએ પાણી મંગાવ્યું, અને તેનાથી શરીર ધોઈ નાંખ્યું. પાટાઓ પણ બંધાવ્યા. અને પછી સર્વ પાછા ગાડીમાં બેસી ગયા.

એટલામાં સોલીસીટરની ઓફીસ આવી પહોંચી. ગાડીમાંથી ઉતરી અંદર ગયા. સોલીસીટરે તેમને માન આપી બેસાડયા. બીજા બે અસીલો સાથે વાતો કરી, તેઓને વિદાય કર્યા. બાદ સોલીસીટરે કર્મલાલને પુછયું "કેમ શેઠ આજરોજ આપને કંઈ પધારવું પડયું ?"

"મ્હોટા લોકોનો મોટી વખતે ખપ પડે છે, ત્યારે તેઓની સેવામાં હાજર રહેવું પડે છે."

"કહો શું ખપ પડયો ?"

"જુઓ" એમ કહી કર્મલાલે સમન્સનો કાગળ બતાવી માગનારાના રૂપીઆ સંબંધી સઘળી વાત કરી.

"પહેલાં તો હું આ પગ ઉપર પાટા, માથા પર ઉપસેલું, કપડાં પર લોહી વિગેરે જાણી એમ સમજતો હતો કે, કાંઇ ફોજદારી કેશ લઇ આવ્યા હશો ! વરૂં એની કાંઇ હરકત નહિ; પણ કર્મલાલ આ શું ?"

"ભાઈ શું કહું ! રસ્તે પણ બુરા હાલ થયા !" એમ કહી રસ્તામાં બનેલી સર્વ હકીકત કર્મલાલે સોલીસીટરને કહી.

"જુઓ. સાંભળો, હું તમને ખરી સલાહ આપું છું" સોલીસીટરે જણાવ્યું "આ માંગનાર ખાતાની ઉપરથી હુકમનામું કરાવશે, અને તમારી મિલ્કતો પરથી વસુલ કરશે. પછી ખર્ચના રૂપીઆ ચડશે, અને બીજા માંગનારનું ચડી વાગશે. આ એક દાવા બદલ બધા માંગનારાઓ તડી કરશે, માટે મિલ્કતો ગીરવે મુકવી આ માણસોને પતાવો. વચગાળે લવાદ નાંખી ઓછુંવત્તું થાય તો ગમે તેમ કરો, પણ બીજો રસ્તો લેશો નહિં."

"ઠીક સાહેબ" કહી કર્મલાલ તેમને સલાહના પચાસ રૂપીઆ આપી ગાડીમાં બેસી ઘર તરફ જવા નીકળ્યા. રસ્તે આવતાં શેઠે અવનિધરલાલને કહ્યું ભાઇ "કોઇ શાહુકાર શોધી કહાડો."

"ભાઇ આજને આજ જરૂર ખબર કાઢીશ."

આમ વાતો કરતાં કરતાં ઘર આવ્યું. બંને જણા ગાડીમાંથી ઉતર્યા અને ઘરમાં પેઠા. બાદ થોડોક વખત વાતો કરી અવનીધરલાલ રોકડલાલ નામના શ્રોફને ઘેર જવા નીકળ્યા. અને ચાલતાં ચાલતાં વિચારોમાં તે રોકડલાલ શ્રોફના ઘર આગળ આવી પહોંચ્યા.

રોકડલાલે કુળ આવેલું જાણી અવનીધરલાલને મધુરી વાણીથી આદર સત્કાર કરી બેસાડ્યા, અને આગમનનું

કારણ પુછ્યું, અવનીધરલાલે કહ્યું "શેઠ સો હળવાળાને એક હળવાળાનો ખપ પડે છે, તેમ આજે તમારો ખપ પડયો છે. મારા મિત્ર કર્મલાલના 'રંગ તરંગ' નામના બંગલા પર ત્રીસ હજાર રૂપીઆ જોઇએ છે."

રોકડલાલે વિચાર્યું. "કુળ તો સધર છે. આબરૂની ખાતર વ્યાજ પણ સારૂં આપશે." એમ વિચારીને કહ્યું "શેઠ, પણ દોઢ ટકા લેખે તેરીખ ગણાશે. તેની સાથે સદ્ધર જામીનગીરી પણ આપવી પડશે."

"હા શેઠ કબુલ છે" અવનિધરલાલે કહ્યું "જામીનગીરી મ્હારી. ચાલો સોલીસીટરની ઓફીસમાં" કહી રોકડલાલ અને અવનીધરલાલ બંને જણ કર્મલાલને લઈ સોલીસીટરની ઓફીસમાં ગયા. રીતસરનું લખાણ કર્યું. અને ઓફીસમાંજ રોકડલાલે હજાર હજારની ત્રીસ નોટ ગણી આપી જે ગણી લીધા પછી સૌ સૌને મુકામે ગયા.

ઘેર આવી મધુરી શેઠાણીને સર્વે વાતથી વાકેફ કર્યા પછી બીજે દીવસે માંગનારને બોલાવી મંગાવ્યો. તે વખતે અવનીધરલાલ પણ હાજર હતો. તેમના દેખતાં રૂપીઆ ચુકવી આપી રીતસરનું લખાણ પણ કરાવી લીધું. માંગનાર રૂપીઆ લઇ ઘેર ગયો. અવનીધરલાલે કહ્યું "ભાઇ અણી ચુકયો સો વરસ જીવે; કારણ કે દુનિયા ઝુકતી હૈ ઝુકાને

વાળા ચાહીએ. ચાર દિવસ લીલા તો ચાર દિવસ સુકા ! રાત પછી દિવસ ઉગે છે, તેમ આપણો પણ અરૂણોદય થનારજ છે. કવિ કહે છે કેઃ—

એક દિન હાથી, એક દિન ઘોડા,
એક દિન પાઉસે ચલનાજી,
એક દિન ગાદી, એક દિન તકીઆ,
એક દિન ઝોળી લેના .
એક દિન શીરો એક દિન લાપશી
એક દિન લુખખમ લુખખાજી ;
એક દિન વસ્તી એક દિન જંગલ
સદા મગન મેં રહેનાજી

માટે હંમેશાં આનંદમાં રહો, અને રોજગાર કરી મોજ ઉડાવો. ચાલો સાહેબજી. હવે કાલે મળીશું." કહી અવની-ભૂષણલાલ પોતાને મુકામે ગયો.



# પ્રકરણ ૩ જું.

---

## દોહરા.

સૌ બાણોમાં બાણ છે, નયન તીર કમાન;
વીંધી હૃદયને મારતું, લે છે કંઇકના જાન.
ભાલે વીંધાયો તે જીવે, ભામિની હરે પ્રાણ;
દવનો બળ્યો કદી જીવે, પણ લલનાએ મ્હેકાણ.
શરીર બાંધે જોરથી, દિલ બાંધ્યું નવ જાય;
લગામ વિનાનો અશ્વ જે, મન ચાહે ત્યાં જાય.

## પુતળીનો ખુની પ્યાર!

દિવસે દિવસે પુતળી મોટી થતી જાય છે. વળી કેટલોક વખત થયાં મનહર નામના એક માસ્તરની પાસે તે વિદ્યાભ્યાસ કરવા બેસે છે. સાધારણ રીતે પુતળી લખતાં વાંચતાં પણ સારૂં શીખી છે. એક દિવસ સવારના માસ્તર સાહેબ દિવાનખાનામાં પુતળીને ભણાવતા હતા. આ વખતે પાસે કોઈ હાજર નહોતું. એટલામાં પુતળીની કાતિલ આંખો માસ્તરનાં સામું નાચવા લાગી! સામું જુએ, પાછું ચોપડીમાં જુએ! ઘડીમાં હસી પોતાના દાડમની કળી

જેવા દાંત બતાવે, તો ઘડીમાં માસ્તરને અમુક પાનું દેખાડી તેમાંથી કેટલીક પંક્તિ બતાવી કહે કે 'મને આનો અર્થ સમજાવો.' એક દિવસ તેણી નીચેની પંક્તિ બોલીઃ-

પ્રેમ એવી વસ્તુ છે, જે સ્વાર્થને નથી જાણતી;
લજ્જા તથા કુલીનતા, વિદ્વાનને વિસરાવતી !

ઉપલી પંક્તિનો અર્થ કરતાં માસ્તરે પુતળીને કહ્યું કે "પુતળી ! આનો અર્થ એવો છે કે પરમેશ્વર પર પ્રેમ એવો હોય છે કે તેમાં સ્વાર્થને સ્થાન રહેતુંજ નથી, અને તેથી જ્ઞાનીજનો પણ તેના આગળ ગાંડા જેવા થઈ જાય છે, અને લાજ, શરમ અને કુલીનતાનો પ્રશ્ન ત્યાં વિસરી જવાય છે."

માસ્તરે કરેલો અર્થ પુતળીને પસંદ પડયો નહિ અને તેથી તેણીએ કહ્યું કે "માસ્તર સાહેબ ! તમે મને ઉંધું સમજાવો છો ! એનો અર્થ તો ઘણોજ જુદો થાય છે. તે એ છે કે 'હૃદયનો પ્રેમ એવો છે કે તે પ્રેમ જાગ્રત થતાં મનુષ્ય ઈજ્જતનો જે મહાન્ સ્વાર્થ તેનો પણ ત્યાગ કરે છે, અને તેથી આબરૂ અને કુલીનતાને પણ વેગળાં મૂકાવી દઈ ભુંડો પ્રેમ વિદ્વાન અને શાણા મનુષ્યોને પણ પોતાના શિકાર બનાવે છે. સમજ્યા, માસ્તર સાહેબ ! હું

તો હવે આવું શીખવા માગું છું. કેમ તમે મને આવું શીખવી શકશોને ?"

માસ્તર સાહેબ તો ઉપલી કડીનો કરેલો આવો અર્થ અને તેણીએ પોતાને કરેલો પ્રશ્ન સાંભળીને ગભરાયા! પુતળીના પ્રશ્નનો શું જવાબ આપવો તેની પણ તેમને સમજ પડી નહિ, અને તેથી તેઓ કાંઇ પણ ઉત્તર નહિ આપતાં જરાક આડું જોઇ હસવા લાગ્યા.

માસ્તરને આ પ્રમાણે હસતાં જોઈ પુતળી બોલી કે "માસ્તર સાહેબ! કેમ શરમાઓ છો? મેં ખોટો તો અર્થ નથી કર્યોને? સાચુ કહો. મ્હારી ભૂલ હોય તો તે મને બતાવો, નહીં તો તમારી હાર કબુલ કરો. એમાંથી ગમે તે વાત કબુલ કરો. માસ્તર સાહેબ! જેમ આપણને રંગ-વાળાં ચસ્મા પહેર્યા પછી સફેદ દેખાતુંજ નથી, તે પ્રમાણે મનુષ્યને યૌવનનો રંગ લાગ્યા પછી શ્રૃંગાર સિવાય બીજું કાંઈ ગમતુંજ નથી, માટે વિમાસણ મૂકી તમે હવે મને એજ રસનું શિક્ષણ આપવાની શરૂઆત કરો." આમ કહી હસતાં હસતાં પુતળીએ પોતાનાં કાતિલ નયનો નચા-વવા માંડ્યાં.

માસ્તર તો પુતળીના આ ચેનચાળા અને તેનું આ ભાષણ સાંભળીને આભાજ બની ગયા! થોડી વાર પછી તે

બોલ્યા કે "પુતળી! તારા પિતાએ તને મારી પાસેથી નીતિના પાઠો, વિનયની કવિતાઓ, સુલક્ષણના વૃતાંતો વિગેરે શીખવાને તને બેસાડી છે. શ્રૃંગારરસ શીખવવાનો મને બીલકુલ અધિકાર નથી."

"મારા પિતાએ કહ્યું, પણ મે કાંઇ કહ્યું નથી. તેમણે ભલે તમને ઉપલા પાઠો શીખવવા રાખ્યા છે, પણ મારે તો આવા શ્રૃંગારના પાઠો શીખવા છે. એ બાબતનું જ્ઞાન મારા પિતાએજ મને આપ્યું છે. સાથે નાટકમાં બેસાડી શૃંગાર અને હાસ્યનાં ગાયનો પર 'વન્સમોર' ની તાળીઓ પાડી લ્હેર લગાડી છે. જો મને તે નાટકમાં લઇ ગયા ન હોત તો હું નહિં કહેતે; પણ જાતે તેડી ગયા, માટેજ હું બેશરમ અને નિડર બની આપને કહું છું કે સાથે સાથે પ્રેમપાઠનું પણ શીક્ષણ મને આપતા જાઓ."

મનહરલાલ મનમાં વિચારવા લાગ્યા કે "કાજળની કોટડીમાં ડાઘ લાગેજ લાગે, તેમ સુકોમળ બાલિકાને આવા એકાંતમાં શિક્ષણ આપવામાં વાંધો જરૂર આવેજ." આમ વિચાર કરી મનહરલાલે તેણીને કહ્યું, "પુતળી! શિક્ષક આગળ આવું બોલતાં તારે શરમાવું જોઇએ. તું આવા બુરા વિચાર તારા મગજમાંથી કહાડી નાંખ. આ તારા વિચારો તને અતિશય નુકશાન કરશે, માટે તું આ

છોડી દે અને નીતિ અને સન્માર્ગના વિચારો તરફ તારા મનને વાળ."

"માસ્તર સાહેબ! આવા શિક્ષણની ઇચ્છા રાખનારી મારા જેવી કન્યાઓ આપને ઘણી થોડી મળશે, માટે જરા ખ્યાલ કરો અને સ્નેહભરી નજરથી જરા મારી સામું જુઓ!" આમ કહી પુતળીએ માસ્તરના ઉપદેશને હસવામાં જ ઉડાવી દીધો.

તેણીનું એ મધુરૂં હસવું અને તેણીના ચેનચાળા જોતાં મનહરલાલને ખાત્રી થઈ કે તેમના ઉપદેશની અસર આ નાદાન છોકરીના મગજમાં ઉતરે તેમ નથી, અને તેથી કાંઈપણ બુરૂં પરિણામ આવે તે પહેલાંજ તે સ્થળ છોડી જવાનું સલામતીભરેલું ધાર્યું.

મનહરલાલને આ પ્રમાણે જવાની તૈયારી કરતા જોઇ પુતળી બોલી, "માસ્તર સાહેબ! આમ ન્હાસી શું જાઓ છો? શ્રાદ્ધ સરાવો કે બાપ દેખાડો! પાઠ શીખવો કે નગુણા બનો! હું કાંઇ છોડું તેમ નથી." આમ કહી વળી તેણીએ નયનના ઇસારા કરવા માંડ્યા.

આ સાંભળી માસ્તર સાહેબ ગભરાયા અને દીઙ્મુઢ જેવા બની ગયા. તેઓ મનમાં વિચારવા લાગ્યા કે:—

જે કન્યાઓ ગુરૂને નમતી, એ પણ એક જમાનો છે !
તે કન્યાઓ પ્રેમ પાસમાં, એ પણ એક જમાનો છે !
સદ્‌વૃત્તિ ને સદાચારણી, એ પણ એક જમાનો છે !
તે કન્યાઓ દુરાચરણી, એ પણ એક જમાનો છે !
ગુરૂ બનીને પાળે શિષ્યા, એ પણ એક જમાનો છે !
ધર્મનીતિનું શિક્ષણ દેતા, એ પણ એક જમાનો છે !
અનિતીના એ પાઠો માંગે, એ પણ એક જમાનો છે !
'વિનાશકાળે વિપરીત બુદ્ધિ,' એ પણ એક જમાનો છે !

આમ કેટલાક વખત સુધી મનમાં ને મનમાં વિચાર કર્યા પછી મનહરલાલે પુતળીને સમજાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું:—"ખરેખર જમાનો બળવાન છે! જે મને પિતા કહે છે તેજ મને પોતાનો પ્રેમી બનાવવા ચાહે છે! બસ! હળાહળ કવિ પોતાનું મહાત્મ્ય મ્હારા પર અજમાવી રહ્યો છે! ઠીક! પુતળી! તું મારી શિષ્યા હોવાથી મારી દીકરી થઇ! મારા પ્રત્યે તું જે આવાં ખોટાં વચન વદે છે, એ પ્રાયશ્ચિતમાંથી તારો અને જો હું તારા વિચારોને અનુમોદન આપું તો મ્હારો ભવોભવમાં પણ છુટકારો થશે નહિં!"

"એવાં બ્હાનાં ના ચાલે! માસ્તર થઇને દરરોજ આવો છો, અને મારા મનના ધારેલા પાઠો શીખવો છો, તો પછી શું તમારે આજે પણ મારા મનનો ધારેલો પાઠ

મને ન શીખવવો જોઇએ? ગુરૂ તરીકે તમારી ફરજ છે કે તમારે તમારા શિષ્ય અથવા શિષ્યાને હરેકે હરેક વિદ્યામાં નિપુણ કરવાં જોઇએ. પ્રેમ શું ચીજ છે, તેનું બ્યાન કરો. ચંચળ નારીનાં શું લક્ષણો છે. અને સ્ત્રીજાતિએ કેવા હાવ-ભાવથી વર્તવું જોઇએ વિગેરે પાઠોનું જ્ઞાન આપો.” આ પ્રમાણે વાતો કરતાં કરતાં તેણી હસ્યા કરતી હતી.

પુતળીનું આવું બોલવું સાંભળીને માસ્તરને તેણીનો મનોવિકાર બગડેલો હોવાની ખાત્રી થઇ અને તેથી તેઓ ગ્લાનિમાં ગરકાવ થઈ ગયા! તેમની છાતી ધડકવા લાગી! આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં! હાથપગ થરથર ધ્રુજવા લાગ્યા! તેમની જીભ બોલતાં બોલતાં અચકી જવા લાગી! છતાં ધીરજ અને હિંમતથી કહેવા લાગ્યા, “પુતળી, પુત્રીએ પિતાના સમક્ષ કેમ બોલવું તેનું તારે બરાબર ધ્યાન રાખવું જોઇએ. માતા થઇ બાળકને ઝેર આપે તો સૃષ્ટિનો ક્રમ ઉંધો વળે! અમૃત પીતાં મોત થાય તો અમૃતને કોણ ચાહે? પ્રભુસ્મર્ણ કરતાં નર્કવાસ મળે તો પ્રભુને કોણ ભજે? લુલો અને આંધળો પણ વહેવાર નિપુણ રહે તો સશ્કતનો કોણ ભાવ પૂછે? પેટની ભૂખ સળગતા અંગારા ખાવાથી શાંત થાય તો અન્નની ખેતી ખેડુતો શું કરવા કરે? વિદ્યા આવડયાં છતાં અજ્ઞાનપણું રહે તો

વિદ્યાભ્યાસ શું કરવા કરે.? માટે બેટા! સર્વત્રમાં તું મને તારો જગદીશ માની સુકથાના પાઠોની ભલામણ કર. યુવાવસ્થા સર્વને હોય છે. તેથી તે બધાં ચગડોળે ચડતાં નથી. અભાગી અને નાલાયક વર્ગજ તારા જેવું શિક્ષણ ચાહે છે અને તે પવિત્ર હૃદયના પુરૂષોને કલંકરૂપ થઈ પડે છે."

આ પ્રમાણે મનહરલાલે ઉપદેશ આપવાથી પુતળી તેના ઉપર અતિશય ચીડવાઇ ગઈ અને તેને ઘાંટો પાડી પૂછ્યું, "મારા કહેવા પ્રમાણે કરવું છે કે નહિ?"

પુતળીના ઘાંટાનો અવાજ તેના પિતા કર્મલાલ શેઠે સાંભળતાં તેઓ એકદમ ત્યાં આવી ચઢયા. એકાએક શેઠને આવી ચઢેલા જોઇ માસ્તર તથા પુતળી બંને ચમકયાં! મનહરલાલના તથા પુતળીના ચહેરાઓ જોતાં શેઠને પણ વહેમ પડયો. તેમણે પુતળીને પુછયું, "શું છે બેટા,?"

શેઠના સવાલનો જવાબ આપતાં પુતળી સ્ત્રીચરિત્ર કરતી બોલી, "બીજું શું હોય? આવા નઠારા પાઠોનું શિક્ષણ આપનાર તમારા માસ્તર સાહેબના મોંઢાનો દેખાવ તો જુઓ! જેને પોતાની શિષ્યા યાને પુત્રી માની તેને ખોટા પાઠોનો ખોટો અર્થ કરાવી ખરાબ છાપ પાડનાર માસ્તર સાહેબ આ તમારી સામે ઉભા છે, તેને જુઓ!"

પુતળીનું આ પ્રમાણે 'ઉલટો ચોર કોટવાળને દંડે' એવું બોલવું સાંભળતાં તો માસ્તરના હોંસ ઉડી ગયા, અને એ ભાનભૂલા જેવા થઇ ગયા! પોતાના જવાબથીજ માસ્તરની આ સ્થિતિ થયેલી જોઇ પુતળી પોતાની ફત્તેહ માટે મગરૂર થઇ!

પુતળીનું આ પ્રમાણે સાંભળતાં શેઠના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેમણે માસ્તરને ફીટકાર આપતાં કહ્યું, "દુષ્ટ, અવિચારી, અવિવેકી અને મર્યાદાનો નાશ કરનાર! પાળક થઇ બાળક પર કુમતિ ઉપજાવનાર, પિતા થઈ પુત્રી પ્રત્યે નજર બગાડનાર, દુરાચારી મનહર માસ્તર! તારૂં મોઢું સંતાડ." એમ કહી તેને એક લાત મારી.

શેઠના આ પ્રકારે પુતળીના કહેવાનેજ ખરૂં માની પોતાને ફીટકાર આપવાથી તેમજ લાત મારવાથી માસ્તર સાહેબની આંખમાંથી અશ્રુની ધારાઓ વહેવા માંડી, અને ગદગદિત કંઠે કહેવા લાગ્યા, "શેઠ! અવિચારીપણે અને સમજ્યા વગરનું બોલી મને નાહક શું કરવા શિક્ષા કરો છો? આ તો છાશને બદલે મુત્ર મળે છે, ફુલના હારને બદલે કાંટાનો હાર પહેરાવો છો, રાજ્યાસનને બદલે ફાંસીએ લટકાવો છો, જશને બદલે જુતીયાં આપો છો, ગૌમાતાના પુજનને બદલે તમે તેનો નાશ કરાવો છો, અને આપની

ઉદ્ધત અને પ્રપંચવિશારદ છોકરીની વાત પર વિશ્વાસ રાખી મારૂં આપ જે અપમાન કરો છો તે સઘળું મુર્ખતાભરેલું છે. એ શિષ્યાને મારે શીખવવું પણ નથી અને તમારા મકાન પર આવવું યે નથી. સાંભળોઃ-

બાળક કરે છે કુમતિ, પાળકનો શો વાંક ?
બાળક તો બેવકુફ છે, મુજપર કાઢ્યો થાક !

" બેવકુફ બાળકીના શબ્દો જો તમે સાંભળ્યા હોત તો મારા ઘરના વાદળી તેના પરજ વરસતે, પણ આ તો સ્વાર્થી અને એકતરફી હુકમનામું તમોએ કર્યું છે ! ઠીક, જેવી પ્રભુની મરજી ! "

માસ્તરનું આ પ્રમાણે સાંભળવા છતાં શેઠે ગુસ્સામાંજ કહ્યું, " નીચ ! તારી લવારી રહેવા દે. તું સત્યાગ્રહી છે તે હું જાણું છું. નદાન વયની બાળાઓને માટે તારા જેવા શિક્ષકને સજા થવાની ખાસ જરૂર છે કે બીજાઓ તેમ કરતાં અટકે બસ, હું તારૂં કાંઇ પણ સાંભળવા માંગતો નથી. તારા જેવા શિક્ષકની અમારે જરૂર પણ નથી. "

પોતાના પિતાનાં આવાં વચન સાંભળીને પુતળી મનમાં આનંદ પામવા લાગી અને વિચાર કરવા લાગી કે " હાશ, હવે મારે કાળજે ટાઢક વળી. એ મુઆએ મારૂં માન્યું

નહિ, માટેજ આ ઇનામ મળ્યું!" આમ વિચારી ઠાવકું મોઢું રાખી તેણી બોલી, "બાપાજી! બસ, હવે એની જોડે વધારે વાત કરવાની જરૂર નથી. એને રજા આપો."

પુતળીના આ પ્રમાણે કહેવાથી શેઠે માસ્તરને રજા આપતાં કહ્યું, "જા, મુર્ખ! મ્હારી છોકરી ઉઘાડી પડે, અને મ્હારી ઇજ્જત જાય તેથીજ તને જવા દઉં છું, નહિ તો તારા બુરા હાલ કરતે. લે તારો પગાર અને વિદાય થઇ જા. જો તારૂં ભલું ચહાતો હો તો હવે પછી આ દિશા તરફ જોતોજ નહિ."

"ઘણું સારૂં, શેઠ!" મનહર માસ્તરે કહ્યું, "પણ જતાં જતાં મ્હારી બે વાતો સાંભળી લો. શેઠ! સ્ત્રીચરિત્ર આગળ કોઇપણ ટકી શક્યું નથી, તેમજ તેનો કોઈ પાર પણ પામી શક્યું નથી. માટે આ તમારી દીકરીનાં સ્ત્રી-ચરિત્રથી ચેતતા રહેજો. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने;
पुत्रास्तु स्थाविरे भावे, ना स्त्री स्वातंत्र आहर्ती.

(મનુસ્મૃતિ.)

જ્યાં સુધી આ બાળા કુમારી અવસ્થામાં છે, ત્યાં સુધી બરાબર સાવચેત રહેજો; કારણ કે 'નાદાન દોસ્ત દુશ્મનની

મરજ સારે'. આજરોજ એ જાતે પાપી બની ને મને પાપી ગણાવ્યો! સાથે તમારી પણ મુર્ખતા માલમ પડી! તમારા ઘરમાંથી ખોટું ઈનામ મેળવી જતાં મને માઠું લાગે છે. છતાં 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' એ કહેવત અનુસાર તમારો દિનમાન પરવારી ગયો છે! આપના જેવા શેઠીયાઓ અને તમારી દીકરી જેવી શીષ્યાઓ જો મળે તો જરૂર માસ્તરો તો ભુખેજ મરે! હું તો પ્રભુ પાસે એજ માગું છું કે તમારા જેવા શેઠીઆઓ અને તમારી દીકરી જેવી શિષ્યાઓ બીજા કોઇને ન મળે! જતાં જતાં પણ કહું છું કે, એના પગલાં થયાં પછી તમે દુઃખી થયા, મને પણ દુઃખી કર્યો અને જ્યાં જ્યાં તે જશે ત્યાં જરૂર દુઃખ વરસાવશે."

આવા કટાક્ષ વચનો સાંભળી શેઠના ગુસ્સાનો પાર રહ્યો નહિ. કર્મલાલે માસ્તરને ધકકો માર્યો અને કહ્યું "દગલબાજ! એકદમ નીકળી જા, નહિં તો માર ખાઈને મરી જશે."

આ સાંભળતાંજ આબરૂના ડરથી તેમજ હવે પોતાને તે જગાએ ઉભું રહેવાની જરૂર નહિ હોવાથી માસ્તર મનહુરલાલ દીલગીરીભરેલા ચ્હેરે કર્મલાલ શેઠનું મકાન છોડી ગયા.

માસ્તરના ગયા પછી પુતળીએ કર્મલાલ શેઠને કહ્યું, "પિતાજી! એને રજા આપી એ બહુજ સારૂં કર્યું. એ પીટચો મારી આબરૂ લેવાના ઈરાદાપર હતો. એટલામાં તમારી સ્હાય આવી જવાથી મારૂં રક્ષણ થયું." આમ બોલી તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કે "બાપાજીને પણ કેવા બનાવ્યા, અને માસ્તરને પણ કેવા બનાવ્યા! હું કેવી ચાલાક! આવી પડેલી મુશ્કેલીઓમાંથી છુટવા માટે આવીજ ચાલાકી વાપરવાની જરૂર છે!" આમ વિચાર કરી તરત તેણીએ પોતાના પિતાજીને કહ્યું, "પિતાજી! મારે માટે હવે બીજો માસ્તર રાખવાની કંઇ જરૂર જેવું નથી. હવે હું ભણીને બરાબર હોશિયાર થઇ ગઇ છું."

"ઘણું સારૂં, બેટા! હવે હું બ્હાર જાઉં છું." એમ કહી કર્મલાલ શેઠ બ્હાર ગયા.

માસ્તર પોતાના પંજામાં નહિ સપડાવાથી પુતળી હવે વળી બીજા કોઈને પોતાની જાળમાં સપડાવવાનો વિચાર કરવા લાગી અને તે માટે તેણીએ પાછા પોતાના મનમાં ઘાટો ગોઠવવા માંડયા. તેણીએ વિચાર્યું કે "માસ્તર તો મારા આંટામાં આવ્યા નહિ, પણ મારી પડોશમાં રહેતા વિનોદચંદ્ર કાકાનો મનુ છે, તે મારા જેવો નાનકડો, ચાલાક

અને ખુબસુરત છે, તેમજ બીજી બધી બાબતોમાં હોશીયાર છે, માટે જો તેની સાથે દોસ્તી બાંધુ તો ઠીક પડે. વળી તે પૈસાદારનો પુત્ર હોવાથી મારા લાડકોડ પણ પૂરા પાડી શકશે, અને બોલવા ચાલવાની પણ મઝા પડશે."

દિવાનખાનાની બારી આગળ તે આમ વિચાર કરતી ઉભી હતી. એટલામાં તેણી જેને પોતાની જાળમાં સપડાવવાના પોતાના મનમાં ઘાટ ઘડતી હતી તે મનુને ઇસ્કીટાઇટ બનીને જતાં જોયો. તેણીએ આ તકનો પૂરેપૂરો લાભ લીધો. તેણીએ મનુનું ધ્યાન પોતાની તરફ ખેંચાવા પામે તે માટે એક યુક્તિ શોધી કહાડી. તરતજ તેણીએ એક ઉનનો દડો જે પોતાની પાસે પડયો હતો, તેનો એક છેડો પોતાના હાથમાં પકડી તે દડો મનુની ટોપી સાથે અથડાય તેવી રીતે રસ્તામાં લટકતો નાંખ્યો. જેવો મનુ તેની બારી નીચેથી પસાર થાય છે કે તુરતજ પુતળીએ તે દોરીનો પોતાના હાથમાં પકડેલો છેડો ઉંચો કર્યો અને જાણે અકસ્માતથી બન્યું હોય તેમ તે દડો મનુની ટોપી સાથે અથડાવાથી ટોપી તેના માથાપરથી ઉથલી પડી.

પોતાના માથા ઉપરથી ટોપી ઉથલી પડતાંજ મનુએ ઉંચે નજર કરી તો પુતળી બારી આગળ ઉનના દોરા સાથે નખરાં કરતી ઉભેલી જોવામાં આવી.

પુતળીએ મનુની અને તેની નજર એક થતાં પોતાની ચંચળ આંખો નચાવવા માંડી.

મનુ પુતળીને પોતાની તરફ આવા હાવભાવ કરતી જોઈ પાણી પાણી થઇ ગયો, અને ઉંચી નજર કરી ટગર ટગર જોવા લાગ્યો.

પુતળીએ મનુને આ રીતે પોતાની તરફ એકીટસથી જોતાં જોઇ હસી દીધું, અને મનુ પણ તેણીને હસતી જોઇ તરતજ હસવા તેમજ ઇશારા કરવા લાગ્યો. તેણે નીચા વળી પોતાની ટોપી ઉંચકી લીધી, અને પાછું ઉપર જોયું તો પુતળી પોતાને તેના મકાનમાં આવવાનો ઇશારો કરતી જોવામાં આવી.

મનુને ટોપી જમીન ઉપરથી ઉંચકી લઇ પોતાની તરફ જોતો જોઇ પુતળીએ હસતાં હસતાં કહ્યું. "જા ! મહેર-બાની કરી ઉપર આવો. બગડેલી ટોપી સાફ કરી આપું."

આ સાંભળી મનુ તો ખુશ ખુશ થઇ ગયો; કારણ કે તેને તો 'ભાવતું હતું ને વૈદે કહ્યું !' દીલનો દર્દી મનુ હસતે મોઢે માળપર ચઢી ગયો.

મનુ ઉપર આવતાંજ પુતળીએ હસીને તેને આવકાર આપ્યો અને તેનો હાથ પકડી તેને એક ખુરશી ઉપર

બેસાડયો. તરતજ બ્રશ કાઢી ટોપી સાફ કરી મનુને તે પાછી આપી.

મનુએ ટોપી લેતાં કહ્યું, "ટોપી તો સાફ કરી આપી, પણ મારૂં દીલ બગડયું તે તમે મને સાફ કરી ન આપ્યું ?"

પુતળી મનુના આ પ્રમાણે બોલવાથી શિકારને પોતાની જાળમાં સપડાતો જોઇ આનંદ પામવા લાગી. તેણીએ કહ્યું, "ટોપીનું બ્રશ તો હાજર છે એટલે ટોપી સાફ તો કરી આપી, પણ દીલ સાફ કરવાનું બ્રશ તો લાવવાનું છે, અને તેની કીંમત પણ ઘણી પડે છે! કોઇ શ્રીમંત કદરદાન ગ્રાહક હોય તોજ તે તેવા બ્રશ ખરીદી શકે છે, અને દીલને સાફ પણ કરી શકાય છે."

"એવા બ્રશ મેળવવાની દુકાન કયાં આગળ છે? તમે જાણતા હોય તો કહો કે તેના ગ્રાહક થઈએ."

"હું તે દુકાન પણ જાણું છું અને દુકાનદારને પણ ઓળખું છું," પુતળીએ વ્યંગમાં જણાવ્યું, "તમે થોડાં-ઘણાં નાણાં લઇને આવજો. પછી હું તમોને તે દુકાન બતાવીશ, પણ જોજો, આ દુકાનની બીજાને ખબર પડશે તો દુકાનદાર ન્હાસી જશે, અને તમને પણ તે સંબંધી દુઃખ ખમવું પડશે! દીલના બ્રશની વાત દીલમાંજ રાખી

મુકજો. બે કાનેથી ત્રીજે કાને વાત જતાં કામ બધું બગડી જશે એ યાદ રાખજો. ”

“ હા, હા ! મને તે માલુમ છે, ” મનુએ પુતળીને કહ્યું, “ પણ તે વસ્ત્ર કેટલા નાણાંનું આવે છે. તે કહેશો ? જો તેની કીંમત માલુમ ન હોય તો પછી ખરીદ કર્યા વિના પાછું આવવું પડે. આમ થવાથી તો આબરૂના કાંકરાજ થઈ જાયને ? ”

“ લગભગ એકથી બે હજાર સુધી રાખજો. કારણકે એ તો કુદરતીજ છે કે જેવા પૈસા ખરચશો તેવોજ માલ ! તમારા જેવા મોટાં માણસને તો ઉંચામાં ઉંચી ચીજ હોય તેજ શોભે. જેમ વધારે રાખીને આવશો તેમ તમારી વધારે લાયકી દેખાશે. ”

આમ કહી પુતળીએ પોતાની જાદુઇ આંખો નચાવવા એવા હાવભાવ અને નાજનખરાં કરવા માંડયાં કે જેથી મનુનું દીલ લોભાતું જાય !

મનુ પુતળીની ફરેબી જાળમાં પૂરેપૂરો સપડાયો ! તે પોતાના મન ઉપરનો કાબુ ગુમાવી બેઠો હતો ! પોતાનું દીલ શાંત કરવા અને દીલના ઉદ્ગારો બ્હાર કાઢવા તેનું મન આકુળવ્યાકુળ બની ગયું હતું !

મનુને આમ આકુળવ્યાકુળ થયેલો અને વિચારમાં પડી ગયેલો જોઇ પુતળી પોતાની ફતેહ માટે મગરૂર થઇ અને કહેવા લાગી, "કેમ મારૂં કહેવું બરાબર છે ને ?"

"હા, બરાબર છે; અને એ પણ જણાવવાની મહેરબાની કરશો કે એ માટે મારે ક્યારે આવવું, તમારી ફુરસદનો જે ટાઇમ હોય તેજ કહેજો; કારણ કે સેવક તો તવરોજ છે."

પુતળીએ જાણ્યું કે "બિલ્લો જાળમાં બરાબર સપડાયો છે ! હવે એને પણ બરાબર બનાવવો અને એને મારો ચમત્કાર બતાવવો !" એમ વિચારી કહ્યું "જુઓ, આજ રાતના અગીઆર વાગ્યા બાદ સહુ સુઈ જાય એટલે મારા ઘરના પાછલા બારણે આવજો. મ્હારા ઘરમાં બધા જાગતાં છે કે સુતેલાં, તેની પણ સંભાળ રાખજો. અને ચેતતાં રહેજો. હું પણ તે વખતે તમારી વાટ જોતી મારી બારીમાંજ ઉભી રહીશ. ચેતીને આવજો. જોજો, કાંઈપણ ગફલત કરતા નહિ."

"કોઈ પણ રીતે ગફલતી થવા પામશે નહિ એ ખાત્રી રાખજો. તમે રાત્રે આવવાનું કહો છો તો શું તે દુકાન રાત્રીના ખુલ્લી હશે ?"

"તે દુકાનદાર મ્હારા સબંધી છે, માટે પહેલેથી હું તેમને ખબર આપી મૂકીશ, એટલે તેઓ તે વખતે હાજર

રહેશે; પણ જોજો, તમો આવવાનું ભુલશો નાહિ."

"ઘણું સારૂં, હું ચોક્કસ તે ટાઇમે આવી હાજર થઇશ. હવે હું રજા માંગું છું." એમ કહી મનુ પોતાને ઘેર ગયો.

મનુના જવા પછી પુતળી પોતાના મનમાં વિચાર કરવા લાગી, "આજે એની બરાબર ગમ્મત બનાઉં! પૈસા ઓકાવી લઈ બરાબર ફજેતી કરાવું! મારા જેવા ચાલાક બશ એમ એના જેવાના પંજામાં સપડાય તો તો દુનીયામાં ઉથલપાથલજ થઇ જાય! વળી પૈસા મળશે એટલે બાપાજી પાસે માંગવા નહિ પડે અને આપણા મોજશોખ પણ પૂરા પડશે! બાપાજી તો હવે તીજોરીને તળીએ આવી પહોંચ્યા છે, અને પૈસાનું તો આપણે કામ છે. ઠીક, રાત્રી તો પડવા દે. પછી નિરાંતે બધો પ્લાન ઘડીશું, હાલ તો જમી લઇએ!"

એમ વિચાર કરી તેણી ભોજનગૃહમાં ગઈ. ભટ હાજર હતો. તેણે પીરસ્યું. આજ તેણી ખુબ મોજમાં હોવાથી સારી રીતે ખાધું. અત્યારે તેણીની હાલત 'વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો' જેવી હતી કારણ કે પોતાના નીચ સ્વાર્થની પૂર્તિને ખાતર અનેકોને પોતાની જાળમાં સપડાવવાની તેણી પેરવી કરી રહી હતી! ખરેખર

પાપી પુતળી! તું પણ દુનીયામાં એક વીચીત્ર છે! પુતળી જમીને પાન ખાઇ પોતાના કામમાં ગુંથાઇ.

આ તરફ મનું ઘેર ગયો. પણ તેને બીલકુલ ચેન પડે નહિં. જે વસ્તુ સ્વપ્નામાં પણ માગી મળે નહિ તે વસ્તુ આજે તેને વગર માંગ્યે અને વગર શ્રમે મળી આવી તેથી તે પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો! ધનભાગ્ય મારાં કે પ્રભુ મારા ઉપર પ્રસન્ન થયો! ઘેર ગયા પછી ભોજન લીધું, અને શયનગૃહમાં ગયો. પલંગપર આમ તેમ આળોટવા લાગ્યો પણ મનને કાંઈ શાંતિ વળી નહિં. ક્યારે રાતના અગીઆર વાગે અને ક્યારે પુતળીને મળું એજ વિચારો તેને આવવા લાગ્યા.

એટલામાં નવીનકાન્ત નામનો તેનો એક મિત્ર તેને મળવા આવ્યો. જેવો નવિનકાન્ત તેના ઓરડામાં દાખલ થયો કે તરતજ મનુ પણ બેઠો થઈ તેને પ્રેમથી ભેટયો. બંન્ને મિત્રે આડી અવળી ગામગપાટાની વાતો કરવા લાગ્યા. પરંતુ નવિનકાન્ત વાતો કરતાં કરતાં મનુની સામું જોયાં કરતો હતો. તેને માલમ પડયું કે "આજે શેઠ સાહેબનું મગજ ઠેકાણે હોય તેમ લાગતું નથી. તેઓ કાંઈ ઉંડા વિચારમાં ગરકાવ થયલા માલમ પડે છે." આમ વિચારી તેણે પૂછ્યું; "ભાઇ! આજે તમે હસીને વાત તો કરો

છો, પણ તમારા મનની અંદર કંઇક જુદોજ ભાસ દેખાય છે. દર્દીના દર્દની પરીક્ષા વૈદજ કરી શકે, તેમ મેં તમારી પરિક્ષા કરી! માટે કહો કે આ શું છે? કોણે તમારા પર જાદુ ચલાવ્યો છે?"

મનુએ જવાબ આપ્યો, "આજે હું જ્યારે બહારથી આવતો હતો એટલામાં એક જીવતી ડાકણના પડછાયામાં આવવાથી શરીરે ડાકણનો વળગાડ થયો છે અને જ્યારથી તેમ થયું છે ત્યારથી હું બેભાન થયો છું, કારણ કે આંખ આગળથી જાદુગર જીવતી ડાકણ જરા પણ ખસ્તી નથી!"

"ભાઇ! મારી પાસે એના વળગાડને દૂર કરવાનો મંત્ર છે., તે મંત્રના પ્રતાપથી એ ડાકણના વળગાડમાંથી તારો જરૂર છુટકારો થઇ જશે."

"મ્હારે તેને છુટી કરવી નથી, પણ પણ વશ કરવી છે. માટે તેવો કોઇ મંત્ર તું જાણતો હોય તો તે મને બતાવ, જેથી એ ડાકણને વશ કરી હું સર્વ પ્રકારે આનંદ ભોગવી શકું."

"ભાઇ! જીવતી ડાકણ તો પૈસાના મહામંત્રથીજ વશ થાય છે, અને એ મંત્ર તારી પાસે છે. એટલે એનો જો

તું ઉપયોગ કરીશ તો એ જીવતી ડાકણ જરૂર તને વશ થઇ જશે.”

“પણ એ મંત્ર તો પિતાજીના કબજામાં છે ને?”

“જો એ મંત્ર તારા પિતાના કબજામાં હોય તો તું તે મેળવવાની કોશીશ કર; કારણ કે એ મંત્ર વગર જીવતી ડાકણો વશ થતી નથી.”

“એ હું ઘણીજ સારી રીતે જાણું છું, પણ બાપાની ગેરહાજરીમાં એ મંત્ર હું મેળવી શકું; કારણ કે બાપા એ મંત્રને ત્રીજોરીમાં રાખતા હોવાથી! તેઓ જ્યારે બ્હાર જાય, ત્યારેજ એ મંત્ર ત્રીજોરીમાંથી બ્હાર કાઢવાનો મને વખત મળે.”

નવિનકાન્તે વળી તેને વિશેષમાં કહ્યું, “જોજે, ભાઇ! સંભાળ રાખજે. એવી જીવતી ડાકણોમાં હજારો વહાણો ડુબી ગયા છે, જેના સઢની ટોચ પણ દેખાતી નથી! મોટા મોટા બાદશાહો પણ એવી જીવતી ડાકણોના ફંદમાં પોતાના વહાણો ડુબાવી ચુકયા છે! માટે તમારાં દ્રવ્યનાં વ્હાણુ ડુબી જશે કે તમારો તે ડાકણ ભાવ પણ પુછવાની નથી. વિદ્વાનોએ કહ્યું છે કે “પરસ્ત્રી યાર, સદા ખુવાર, ધાંટાકા બિછાના ઓર જુતીયોંકા માર!” એવી દશા ન

થાય એની સંભાળ રાખજે. મિત્ર તરીકે મારી ફરજ છે કે મારે તને સારી શિખામણ આપવી અને તેથીજ હજી પણ જો તું તારૂં ભલું ચ્હાતો હોય તો આવા તારા વિચારોને છોડી દેજે. ”

“ ભાઇ ! સાંભળ. મારો સિદ્ધાંત એવો નથી. મારો સિદ્ધાંત તો “ પરસ્ત્રી યાર, સદા ગુલઝાર, મખમલકા બિછાના ઓર ફુલોંકા હાર ! ” છે સમજ્યો કેની ? મને તું ભોળો ન જાણતો ! આના જેવી તો આજ સુધીમાં કેટલીએ જીવતી ડાકણોને આ મનુએ વશ કીધી છે ! અને વળી તું પણ જોશે કે સપાટામાં આવેલી આ જીવતી ડાકણ પણ ચપટી વગાડતામાંજ વશ કરીશ ! ‘ હિંમતે મરદા તો મરદે ખુદા ! ” આવાં કામોમાં ઝંપલાવવું એ મરદનું કામ છે ! ”

“ હા, ભાઈ ! ખરી વાત છે. પણ એને વશ કરવા જતાં તમે જાતે વશ ન થઇ જતા ! એવી જીવતી ડાકણોએ હજારોને પોતાની પાપી જાળમાં સપડાવી પાયમાલ કરી નાંખ્યા છે ! મોટા મોટા ચમરબંધીથી પણ તે વશ થઇ શકતી નથી તો પછી તમારા જેવા કોમળ વયના શીખાઉઓના તો શા ભાર ! ભાઇ ! તમારી આવી બહાદુરી

બતાવવા જતાં તમેજ પ્રેમસાગરમાં ડુબી ન જાવ એની સંભાળ રાખજો !"

"હું પોતે પ્રેમસાગરમાં તરવા માટે ઘણોજ પ્રવીણ હોવાથી હું ડુબી જઇશ એવા પ્રસંગને સ્થાનજ નથી ! વળી આ જીવતી ડાકણ કે જેને હું વશ કરવા માગું છે તે હજી પ્રેમપંથના પ્રથમ પગથીએ છે અને આ સેવક તો એ પંથમાં પૂરેપુરો પ્રવિણ હોઈ ચાંદ સર્ટીફીકેટ પામેલો હોવાથી તે મને પોતાની જાળમાં સપડાવી શકે એ બનવાજોગ નથી !"

"ભાઇ ! એ બધી વાત ખરી, પણ જો, આ કડી સાંભળ અને વિચાર કરઃ—

"રૂઠે કાનકી જોગણી, તીન લોક કુ ખાય;
જીતા ખાય કલેજા, મુઆ નરક લે જાય !"

જ્યારે જ્ઞાની અને સજ્જન માણસો પણ આવી જીવતી ડાકણોના ભોગ થાય છે, તો તારો શો હિસાબ ?"

"વારૂં ભાઈ ! કહ્યા કરતાં કરી બતાવી મારૂં કહેવું સાચું છે તેની હું તને ખાત્રી કરાવી આપીશ, અને મારામાં કેટલું પાણી છે તે પણ બતાવીશ ! જ્યાં સુધી આવી બાબતોનો તને જાતીઅનુભવ નથી થયો નથી, ત્યાં સુધી

તેમાંથી મળતાં સુખની તને શી ખબર! હમણાં તો તને આવા વિચાર આવશે, પણ જ્યારે તું આ લીલાના દર્શન કરશે, ત્યારે તારી ખાત્રી થશે કે આ તારો ભાઇ એવી બાબતોમાં પૂરેપૂરો ઉસ્તાદ છે!"

"શાબાશ! મનુ! તેં પણ જબરૂં શિક્ષણ મેળવ્યું જણાય છે! 'कामातुराणाम न भयं न लज्जा (કામાતુર માણસને ભય કે લજ્જા હોતીજ નથી)' એ સૂત્ર તને બરાબર લાગુ પડે છે! મેં મારી મીત્ર તરીકેની ફરજ બજાવી છે. અત્યારે તને મારા વચનો કડવાં લાગે છે, પણ જ્યારે તને ઠોકર વાગશે ત્યારે મારા વચનોની કીંમત તું તારી મેળેજ સમજશે. શિખવવાને કાંઇ માસ્તરની જરૂર પડે એમ નથી. હાલ તો હું રજા લઉં છું." એમ કહી નવિનકાન્ત ચાલતો થયો.

નવીનકાન્તના જવા બાદ મનુ પાછો પોતાની મકસદ પૂરી પાડવાના વિચારવમળમાં ગોથા ખાવા લાગ્યો, અને પોતાના પિતાની બહાર જવાની આતુરતાથી વાટ જોવા લાગ્યો. તે મનમાં એજ ઘાટ ઘડતો હતો કે "બાપાજી ક્યારે બહાર જાય કે સેવક ત્રીજોરીનાં અકળાયલા અને ગોંધાયલા નાણાંને બહાર હવામાં કાઢે! ભગવાન! હવે તારો આશરો! જો મને નાણાં મળી જાય તો આજે તે

આજેજ મારા પાસા સવળા પડે! મારી મનમાં ધારેલી બધી મુરાદો પાર પડે!"

મનુ પોતાના મનમાં આવા વિચાર કરે છે એટલામાં તેના પિતા વિનોદચંદ્રે તેને હાંક મારી અને કહ્યું, "મનુ! ઘર સંભાળજે. હું બહાર ફરવા જાઉં છું. તારી બા મંદિરે દર્શન કરવા ગઈ છે. તેના આવ્યા પછી તું બહાર જજે." આમ કહી તેઓ બહાર ફરવા ચાલ્યા ગયા.

પિતાના બહાર જવા પછી મનુએ ઘરમાં કોઈ નહિ હોવાથી ઘરનાં આગલા બારણા બંધ કરી પોતાના મનનું ધારેલું કામ પાર પાડવાનો વિચાર કર્યો. આમ વિચાર કરી તરતજ તે ઉભો થયો અને બારણા બંધ કરી હીંચકા નીચેથી તીજોરીની કુંચી લઇ ત્રીજોરી ઉઘાડી, અને જોયું તો એક બાજુ નોટનું બંડલ અને ઘરેણાની પેટી પડેલી જોઈ. તરત તેણે વિચાર કર્યો કે "મારે એવી યુકતિથી કામ કરવું જોઇએ કે બાપાને આ વાતની ખબર પણ ન પડે." તેણે તરતજ હજાર હજારની બે નોટો કાઢી અને ત્રીજોરી બંધ કરી તીજોરીની કુંચી જ્યાં હતી ત્યાં મુકી બારણા ઉઘાડી ઘરમાં આંટા મારવા લાગ્યો.

પોતાની મુરાદ આ પ્રમાણે પૂરી પડવાથી મનુ ખુબ આનંદમાં આવી ગયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે

"હાશ! બાપાને પણ બરાબર બનાવ્યા! આજે મ્હારી ધારેલી ઈચ્છા પાર પડી!"

આમ મનુ વિચાર કરે છે એટલામાં તેની બા ઘરમાં આવી પહોંચી. તેણીએ મનુને કહ્યું, "બેટા! કેમ ભાઈ તું હજી બ્હાર ગયો નથી? તારા બાપા ક્યાં ગયા છે."

"બા! મારા બાપા તો બ્હાર ગયા છે. ઘરમાં હું એકલોજ છું. ક્યારનો ઘરમાં બેસી અકળાઈ ગયો છું અને બ્હાર જવાનો વિચાર કરૂં છું; પણ ઘરમાં કોઈ ન મળે એટલે શું કરૂં? તું પણ દરરોજ કરતાં આજ મોડી આવી. મને કેટલું દુઃખ વેઠવું પડયું? હવે તું ઘર સંભાળજે." આમ કહી મનુ બહાર જવાની તૈયારી કરવા પોતાના ઓરડામાં ગયો.

પોતાના ઓરડામાં જઈ મનુ વાળ ઓળવા લાગ્યો. પ્રથમ તો માથામાં સુગંધીદાર સેન્ટ ઘાલી તેણે પોતાના વાળ સુંદર રીતે ઓળ્યા, અને નવાં નવાં કપડા કહાડી પહેરવા માંડ્યાં. બરાબર તૈયાર થયા પછી તે આયનામાં પોતાનું મોઢું જોઈ ખુશ થવા લાગ્યો, અને મનમાં બબડવા લાગ્યો કે "વાહ, મનુ! વાહ! આજે તું પણ પૂરો ઈશ્કીટાઈટ જુવાન બન્યો છે! આજે નવી જાતના નવા પ્યારમાં નવોજ બ્હાર ઉડાવવાનો છે, અને કંજુસ બાપાના

ગુંગળાઈને અધમુઆં થઈ ગએલાં નાણાંને બહારની હવા ખવડાવવાની છે! એમાંજ મારૂં અને મારા પૂર્વજોનું કલ્યાણ રહેલું છે! વળી પિતૃઓ પણ તરી જશે! મારૂં નામ કુળ-દીપકમાં ગણાશે! અને પુતળીના બાપની આબરૂનો પણ ઉદ્ધાર થશે! વાહ! મનુ! વાહ! ઇશ્ક દર્દી થયો તોજનો આ બધું શીખવા મળ્યું! જેમ વાંકી આંગળી વગર ઘી નીકળે નહિ, તેમ આજની યુક્તિ વિના બાપાએ ગોંધેલાં નાણાંની મુક્તિ પણ થાત નહિં! અને નાણાં વગર પુતળી પાસે જવાત પણ નહીં! જેમ હું પુતળીને મળવાને દિવાનો બન્યો છું તેમ તે પણ મને મળવાને દીવાની બની ગઈ હશે! એનું કારણ એજ છે કે દર્દીની પીડા દર્દી કે વૈદજ જાણી શકે છે એ કહેવત પ્રમાણે તો અમારાં બંનેનાં મનજ જાણે છે! આજે તેનો અને મ્હારો સૂવર્ણ સૂર્ય ઉગ્યો છે એ નિઃસંશય છે!"

આ પ્રમાણે પોતાના મનમાં હજારો તર્કવિતર્ક ગોઠ-વતો મનુ આયનામાં પોતાનું મોઢું જોઇ મલકાવા લાગ્યો. ઘરમાં કામ કરતો નોકર આ સર્વ જોઇ હસવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે "શેઠે તો આજે આયના આગળ સવા કલાક કાઢ્યો. તે અત્યાર સુધી તો તે મનમાં પરણ્યા અને મનમાં રાંડયા. લાવ, પુછી તો જોઉં કે શું બાબત છે?"

એમ વિચારી નોકરે મનુને પુછ્યું, "મનુભાઇ શેઠ! કેમ આજરોજ કાંઇ બહુ ઉમંગમાં દેખાઓ છો! જરા મને પણ સમજણ પાડજો કે કાંઈ નવું શીખવાનું મળે!"

નોકરને આ પ્રમાણે પોતાની ચર્ચા જોતો જોઈ મનુના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે નોકરને ખીજવાઇને કહ્યું, "કેમ? તું બહુ ફાટયો છે કે? નોકર થઈ શેઠની સાથે કેવી રીતે વાત કરવી તે જરા શીખતો જા."

આ સાંભળીને નોકર તો ચુપજ થઈ ગયો. નોકરને આ પ્રમાણે ચુપ રહેલો જોઇ મનુભાઈ જરા શાંત થયા અને કહ્યું, "જા આટલી વખત માફ કરૂં છું. હવે જો આવો ગુન્હો કરશે તો બાપા પાસે રજાજ અપાવીશ."

આ સાંભળી નોકરને કાંઈક ધીરજ આવી. તેણે મનુભાઇને હાથ જોડીને વિનંતિ કરી, "ભુલ થઈ, શેઠ! માફ કરો." નોકર એટલું બોલી કામે વળગી ગયો.

મનુ પણ બહાર જવાને અકળાઇ ગયો હતો. તે નવા બુટ પ્હેરી દાદર પરથી ઉતરીને બજારમાં ગયો. બજારમાંથી સુગંધીદાર સેન્ટની શીશી ખરીદી રૂમાલ પર તે છાંટયું. અને 'બાગે આરામ' ના બગીચામાં હવા ખાવા માટે ગયો.

તેણે બાગમાં જઇને અનેક કુંજોમાં લટાર મારવા માંડી. તે ફરતાં ફરતાં એક ગુલાબના પુલને જોઇ વિચાર કરવા લાગ્યો, "અહા ! ગુલાબ ! તારો રંગ કેવો સુંદર ગુલાબી છે ! એની મીઠી સુગંધ મનને કેવી આનંદ આપે છે ! ગુલાબના આ ફુલ જેવી મારી ગુલાબની કળી સમાન પ્યારી પુતળી પણ ગુલાબના જેવીજ લ્હેજત આપશે." વળી તેણે બટ મોગરાના ફુલને જોઇ વિચાર કરવા માંડયો, "ઓ સફેદ અને સુંદર મોગરા ! તારી વાસ વધારે મીઠી છે. મારી મોગરાની કળી જેવી કોમળ પુતળી પણ તારા જેવી મીઠી સુવાશ મારા મનને આપશે." તે ઝાડો અને વેલાઓને એકએકની સાથે વીંટળાયેલા જોઇને તર્ક કરવા લાગ્યો, "જેવી રીતે આ ઝાડ અને વેલાઓ અન્યોન્ય વીંટળાયલા છે તેવીજ રીતે પુતળી પણ મારી સાથે વીંટ-લાઈ જશે !" વળી પાછો આમતેમ ફરતાં ફરતાં ફુંવારા આગળ આવી પહોંચ્યો. ફુંવારાને જોઇને તેણે કલ્પનાના ઘોડા દોડાવવા માંડ્યા, "જેવી રીતે આ ફુંવારામાંથી ઝર ઝર પાણીની ધારો પડે છે તેજ પ્રમાણે આજે પુતળી અને મારા વચ્ચેના પ્રેમનો ફુંવારો ઉડશે." વળી આગળ ચાલતાં હરીઆળી જમીનમાં હરીઆઇ ઉગેલી જોઇ તે બોલી ઉઠયો, "જેવી રીતે આ હરોઇ ઝીણી ઝીણી હરિઆળી થઈ

આંખને ઠારે છે, તેમ તેણી પણ હંમેશાં હરોઇની માફક નાનકડી રહી હરિઆળી બની મારી આંખને ઠારશે, અને આનંદ આપશે. ” વળી આગળ ચાલવા માંડયું તો એક યુગલને બેન્ચ પર બેસી મીઠી મીઠી વાતો કરતાં જોયું. તરતજ તેને વિચાર આવ્યો, “ જેવી રીતે આ સુંદર જોડું આનંદમય મીઠી મીઠી વાતો કરી રહ્યું છે, તેજ પ્રમાણે હું પણ આજે તેની સાથે મધુરી વાતોનો આનંદ ભોગવીશ. ” આમને આમ વિચારતરંગમાં ડોલતો અને અનેક સુખસ્વપ્નાંઓને અનુભવતો મનુ ઘર તરફ પાછો વળ્યો.

ઘેર આવી જોયું તો તેના બાપા તેની વાટ જોતા બેસી રહ્યા હતા. તે કપડાં ઉતારી રસોડામાં જમવા બેઠો, પણ આજ તેનું પેટ આનંદથી ભરાઇ ગયેલું હોવાથી તેને જમવાની રૂચી નહોતી. પોતાની વાતની કોઇને ખબર ન પડે તેટલા ખાતર તે ભાણા ઉપર બેઠો, પણ આજ તેને ગળે કાંઇ ઉતરેજ નહિં. તેનું શરીર રસોડામાં હતું જ્યારે જીવ પુતળીના પ્રેમમંદિરમાં હતો. થોડું ઘણું ખાધું અને હાથ ધોઇ ઉઠયો.

આ બધુ તેની બા એક ખુણામાં બેઠી બેઠી જોયા કરતી હતી. તેણે મનુને કહ્યું, “ કેમ ભાઇ ! આજે કંઇ ખાધું નહિ ? ”

"બા ! શરીરમાં ગભરામણ થાય છે ! કાંઇ સમજ પડતી નથી !"

"હવા ખાઇને સુઇ જજે, ભાઇ !"

તેની બાનું આવું બોલવું સાંભળી મનુ વિચાર કરવા લાગ્યો, "બાને કયાં ખબર છે કે દીકરાને શું રોગ થયો છે ? બાની હવા જુદી અને સેવકની વળી જુદી ! ડાકટર પણ જુદો અને બધુંજ જુદું ! આ દરદની દવા તો પુતળીની પાસેજ છે ! ચાલ, જીવ ! સુવાના ઓરડામાં જઇ આરામ લઉં."

મનુ સુવાના ઓરડામાં જઇ ઇઝીચેર પર પડયો, અને આળોટયા કર્યું. આમ વિચારમાં ને વિચારમાં ત્રણ ચાર કલાક વીતી ગયા. એટલામાં મનુએ ઘડીઆળમાં જોયું તો અગીઆર વાગી ગયા હતા. ઘણું મોડું થઇ જવાથી એક દમ તે ઉભો થયો અને કપડા પહેરી બહાર જવા તૈયાર થયો. આ વખતે તેના ઘરનાં તમામ માણસો ઉંઘી ગયાં હતા. મનુ ઘરમાંથી બહાર નીકળ્યો અને પાછલે બારણે તાળું માર્યું. પછી તેને પુતળીએ બોલાવેલે ઠેકાણે જવા નીકળ્યો. રસ્તામાં ચાલતાં ચાલતાં તેને સુખદ સ્વપ્નો આવવા માંડયાં.

સ્હેજ વારમાં તે પુતળીના ઘર આગળ જઈ પહોંચ્યો. ત્યાં જઇ પહોંચતાં તેણે પુતળીના ઘર તરફ જોયું તો પુતળી પોતાના ઘરની બારીએ તેની વાટ જોતી ઉભી હતી. તેણે પુતળીને જોતાંજ નીશાની દાખલ શીશોટી વગાડી. મનુની શીશોટીનો અવાજ સાંભળી પુતળીએ તેને ત્યાંજ ઉભા રહેવાની નીશાની કરતાં કાંકરો ફેંકયો અને તરતજ પુતળીએ થાંભલા સાથે બાંધીને એક દોરડું નીચે નાંખ્યું. દોરડું ટુંકું હોવાથી મનુ તે પકડી શકયો નહીં. આખરે આસપાસ પડેલા પત્થરો ગોઠવી તે પર ચઢયો અને દોરડું પકડી બારીમાંથી ઓરડામાં દાખલ થયો.

મનુને સહીસલામત ઓરડામાં આવી પહોંચેલો જોઇ પુતળી ખુશ ખુશ થઇ ગઈ અને તેના હાથમાં પોતાનો હાથ આપી સહીસલામત આવી પહોંચવા બદલ મનુને મુબારકબાદી આપી. તેણીએ મનુને પલંગપર બેસાડયો, અને હસ્તે મોંઢે પૂછવા લાગી, “ કેમ, અહીં સુધી આવતાં કાંઈ હરકત તો નથી પડીને ? ”

“ ના, પણ હવે મોડું થાય છે, તો પછી બ્રશવાળાની દુકાન કદાચ બંધ થઇ જશે ! ”

“ તેની ફીકર ના કરો. બ્રશ અને દુકાનદાર બંને તમને મળશે ! એ તો કહો કે તમો તેની કીંમતનાં નાણાં લાવ્યા છો ? ”

" હા ! "

" લાવો, મને તે આપો ! મેં બ્રશ અહીંજ મંગાવી રાખ્યો છે ! "

" પહેલાં બ્રશ તો બતાવો ! માલ દેખાડ્યા સિવાય નાણાં કેમ અપાય ? તેની કીંમત પણ કેમ સમજાય ? "

" એમાં શું જોવું છે ? મારા ઉપર ભરોસો રાખો ! જાનની કુરબાની કર્યા વગર એવાં બ્રશ મળી શકતાં નથી. તમો તો ભાગ્યશાળી છો કે આવા બ્રશ મેળવી શકો છો ! જો તમને મારા વચનમાં વિશ્વાસ હોય અને બ્રશ મેળવવાનીજ આકાંક્ષા હોય તો કીંમતનાં નાણાં મને આપો ! પછી જેવી તમારી મરજી ! "

" એમ ખોટું ના લગાડો ! મને તમારા વચનમાં પૂર્ણ વિશ્વાસ છે ! મારી જો બ્રશ મેળવવાની આકાંક્ષા ન હોત તો આટલી રાત્રે અને આવાં જોખમ વેઠી અહીં આવવાને શું જરૂર હતી ? લેવો, આ તેની કીંમત અને હવે બતાવો તે બ્રશ ! તે નીરખવા મારૂં મન તલપી રહ્યું છે ! "

" તે બેમાં આ એકજ તમારી સામે છે " પુતળીએ મનુએ આપેલી બે હજારની નોટો પોતાના હાથમાં લેતાં

કહ્યું, "હુંજ દુકાનદાર અને હુંજ બાસ છું! સમજ્યાને, મારા સાહેબ!"

"હા. હવે હું સમજ્યો!"

"કેમ પસંદ આવ્યું?"

"આવું સુંદર બ્રશ પસંદ ન પડે? તમને મેળવવા માટે હું મને પોતાને મોટો નશીબદાર માનું છું."

પુતળી પોતાની મુરાદ બર આવી ગયેલી હોવાથી મનુને કેવી રીતે રવાને કરવો તેનો વિચાર કરવા લાગી. મનુના દીલપર છાંટેલા સુગંધીદાર સેંટની વાસ આવવાથી તેણીએ કહ્યું, "એક વાતની ખામી છે. જે સુગંધી તમારી પાસે છે એ સુગંધી મારે માટે લાવ્યા નથી, એટલી ખોટ છે. અને જો એ નહીં લાવશો તો આજે આનંદમાં જરૂર કચાશ રહેશે."

આ વખતે લાવી શકાય તેમ નહીં હોવાથી મનુએ કહ્યું, "હવે હમણા તે સીવાય ચલાવી લો. આવતી કાલે હું તે લાવીશ."

"તો તમે પણ ચલાવી લો! આજનો આનંદ કાલે મળશે!" પુતળીએ મનુને રસ્તો બતાવ્યો.

આ સાંભળતાં મનુ ગભરાયો અને વિચાર કરવા લાગ્યો, "અચ્ચા! પૈસાનું પાણી! વખતનું પાણી! અને મારૂં પણ ઉતરશે પાણી! માટે હમણા ને હમણા ગમે તેમ કરી તે લાવવું જોઇએ." આમ વિચારી મનુએ તેને કહ્યું, "જો એ ચીજ વગર આજે નજચલાવી લેવું હોય તો દોરડું પાછું મુકો, હમણાજ જઈ હું લાવું છું. ગભરાશો નહીં."

પુતળીએ વિચાર્યું, "ઠીક. બરાબર લાગ મળ્યો છે! હવે એને બેવકુફ બનાવતાં કાંઈ વાર લાગે એમ નથી!" એમ વિચાર કરી બારીએ એક ટુંકું દોરડું બાંધ્યું. તેને ઝાલી જેવો મનુ ઉતરવા જાય છે કે ભરરર ભુસ કઈને પથરા પર પડયો! પડતાંની વારમાં એવો જબરો અવાજ થયો કે આજુબાજુના સઘળાં જાગી ઉઠયાં, અને 'ચોર ચોર' કરી બુમ પાડવા લાગ્યા! 'અંધારાની બાથ્રી બે' માફક જે આવે તે ચોર જાણી માર મારતોજ આવે, મનુ માર પડવાથી બેભાન થઇ ગયો અને તમાશો જોવા આજુબાજુના લતામાં રહેતા લોકો ટોળાબંધ ભેગા થયા.

આ યુક્તિ પુતળીએ જાણી જોઇને વાપરી હતી! તેણી પોતે પણ બારી પર ઉભી ઉભી 'ચોર ચોર' કરી બુમ મારવા લાગી. પુતળીની બુમો સાંભળી તેણીનો પિતા કર્મ-

લાલ અને તેના ઘરનાં તમામ માણસો પણ જાગી ઉઠયાં, અને બારણા આગળ સંખ્યાબંધ માણસોને એકઠાં થયેલાં જોયાં. આ પ્રમાણે લોકોનું ટોળું પોતાના ઘર આગળ જમા થયેલું કર્મલાલે તેનું કારણ જાણવા તપાસ કરવા માંડી. પોતાનાજ ઘરની બારી નીચે પોતાના પાડોશી વિનોદચંદ્રના મનુને બેભાન બની પડેલો જોયો.

પોતાના પિતાને જોઇ પુતળીએ તેમને હાંક મારી અને કહ્યું, "બાપાજી! હવે આ મુડદાને ઠેકાણે પાડજો."

કર્મલાલ પોતાની દીકરીનાં કથનનો ભાવાર્થ બરાબર સમજી ગયો.

એટલામાં મનુના મા તથા બાપ પણ એજ લત્તામાં રહેતા હોવાથી તેઓને આ બાબતની ખબર પડતાં તેઓ પણ ત્યાં આગળ આવી પહોંચ્યાં, અને જોયું તો પોતાના દીકરા મનુને ચોરની હાલતમાં બેભાન સ્થીતિમાં રસ્તા પર પડેલો જોયો. મનુનો બાપ આ દૃશ્ય જોઇ ગભરાયો અને આબરૂની ખાતર માણસોને વિખરાઇ જવાની વિનંતિ કરવા લાગ્યો.

ખરેખર કવિએ કહ્યું છે કેઃ—

મૂર્ખ ટોળીમાં મળી ગયો, કરતો મદ્યપાન;
આનંદે દિન ગાળતો, ધરતો નહિ કંઇભાન!

ધરતો નહિ કંઈ ભાન, નિજ બિંદુ ઝળકાવે;
કૈફમાં સુન્દરી સાથ, અહોનિશ મન હરખાવે!
હરનિશ મન હરખાવી, ભવ હિરો ખોએ;
દામ જાય પોતા તણા, અને લોક ફજેતી જુએ!
લોક ફજેતી જોય ને, અણુ વિશ્વાસુ થાય;
પડે પ્રેમના મોહમાં, મૂર્ખો તે કહેવાય!

આ કવિતાનુસાર મનુ પણ મૂર્ખો ગણાયો! શેરીમાં વસનાર મોડા ઘરનો બાળક હોવાથી બધા ધીમે ધીમે વીખરાઇ ગયા, અને મનુને તેનો બાપ બીજા કેટલાક માણુસોની મદદ લઇ ઘેર લઈ ગયો.

મનુને ઘેર લઇ આવ્યા બાદ તેની સારવાર કરવામાં આવી. થોડુંક થંડુ પાણી પણ છાંટવામાં આવ્યું, અને કલાકેક પછી મનુને શુદ્ધિ આવી. મનુની માએ ચાહ કરી મનુને પાઇ, અને પાસે બેઠેલા સર્વએ પણ પીધી.

બાદ થોડી વારે મનુએ પોતાના બાપને પુછ્યું, "બાપા! આ બધા મ્હારી પાસે કેમ ઉભા છે?"

"ખાનદાનના દીકરાની ખાનદાની જોવા માટે એઓ ઉભા છે! તારા જેવા હોશિયાર છોકરાને એ લોકો ન જુએ? દીકરા આજે મારી આબરૂ પર જે ડાઘ હતા તે ધોવાઇને સાફ થઇ ગયા છે! માટે ડાહ્યો થઇને સુઇ જા. સવારે બધી

વાતચીત થશે.'' આવેલા લોકો પોતપોતાને ઘેર ગયા, અને મનુ પણ ઉંઘી ગયો.

આ બધો મામલો પુતળી શાંતીથી નિહાળી રહી હતી અને મનમાં વિચારવા લાગી, "હાશ પ્રભુ! આજરોજ મ્હારી સાત પેઢીની આબરૂ તેં સાચવી! તું દીનનો દીનાનાથ કહેવાય છે, એ ખરૂંજ છે. વળી મનુને પણ ખાતરી થઈ ગઇ હશે કે પારકી સ્ત્રીની મહોબત કરતાં કેવાં બુરા હાલ થાય છે? કર્મલાલના ઘરમાં પણ હું એવી સજાત દીકરી ઉત્પન્ન થઇ છું કે એવી દીકરી બીજા કોઈને ભાગ્યેજ મળશે. મેં એમને પૈસાદાર બનાવવાને કેટલા પ્રયત્નો અને પ્રપંચો કર્યા! જરૂર મનુ હવે મારા સામું કદી પણ જોશેજ નહીં. તે દિવસે તેની ખરડાયલી ટોપી મેં બ્રસથી સાફ કરી!! આજે પ્યારમાં ખરડાયેલું તેનું દીલ લોકોએ માર મારી સાફ કર્યું! તેની ધુળ તો હવે બરાબર ખંખેરાઇ ગઈ! લાવ, હવે હું બાપાજી પાસે જાઉં અને બનેલી તમામ ખાનગી બીના કહું.'' આમ વિચાર કરી તે કર્મલાલ પાસે ગઈ.

પિતાજી પાસે જઇ પુતળીએ સર્વ વાત તેમને વાકેફ કર્યા અને મનુ પાસેથી પડાવેલી બે નોટો કર્મલાલને આપી. કર્મની દશાથી ઘેરાયલા કર્મલાલને આજથી પુતળીએ

પાપી પિતા બનાવ્યો. અને કર્મલાલ આજથી પુતળીના પાપના ભાગીદાર ઠર્યાં! ખરેખર! મનહર માસ્તરનાં વચન ખરાં પડયાં.

---

## પ્રકરણ ૪ થું.

---

### દોહરા.

પાપે પાપી તે બન્યો, જરનો કીધો નાશ;
સુગંધ વિનાનું પુષ્પ જે, કદી ન આપે વાસ!
કુસંગ હીંગના પાસમાં, ક્યારી કેમ કરાય?
" जाति स्वभाव न मुच्यते, " કહેણી જગ ઉચરાય!
મન વિનાનું મહાલવું, જેમ ઉકરડે વાસ;
તેવું લગ્ન તો જાણજો, આપે કંઈક નિરાશ!

### પુતળીનાં લગ્ન.

પુતળી હાલ કિશોર અવસ્થાએ પહોંચી છે! બારમા વર્ષથી તે યૌવનહિંડોળે હીંચવા લાગી! અત્યાર સુધીમાં તો કર્મલાલને પોતાના ચારિત્ર્યથી તેણીએ પોતાની અવનવી લીલાઓનાં અનેક પ્રસંગે દર્શન કરાવ્યાં હતાં! હવે પોતાની પુત્રી લગ્નયોગ્ય થયેલી હોવાથી દિવસે દિવસે

કર્મલાલને તેણીના યોગ્ય સ્થળે લગ્ન કરવાની ફીકર થવા માંડી ! કર્મલાલ જાતે આબરૂદાર માણુસ ગણાતો હોવાથી પુતળીને યોગ્ય સ્થળે મળવામાં કાંઇ અડચણ નહીં પડત, પણ પોતાની પૈસાની તંગી અને થયલી ફજેતીથી તેને વિમાસણ થતી હતી. પોતાની આવી સ્થિતિ હોવા છતાં લગ્ન કર્યા વગર તેને ચાલે તેમ નહોતું. હજુ સુધી કોઇ પણ સ્થળેથી માગું ન આવવાથી પોતાની પુત્રીના વિવાહ કરવાના છે એમ પોતે વાત કરવા માંડી. એ વાત આખી ન્યાતમાં પ્રગટ થઇ ચુકી. આ તકનો લાભ તેમની જ્ઞાતીના એક જુવાને લેવાનો વિચાર કર્યો. તે એક પૈસા વગરનો મવાલી હતો. તેણે પોતાના દોસ્ત પાસેથી ભાડુતી કપડાં માંગી લાવી બની ઠનીને કર્મલાલ શેઠને ઘેર જવા વિચાર કર્યો. તેણે કર્મલાલને ઘેર જઇ વિનયપૂર્વક કહ્યું, “શેઠજી ! હું આપની ન્યાતનો છું. અસલ ખાનદાનનો દીકરો છું અને વળી જુવાન પણ છું. મેં સાંભળ્યું છે કે આપ આપની પુત્રી માટે લાયક વરની શોધ કરી રહ્યા છો, માટે જો આપની દીકરીનાં લગ્ન મ્હારી સાથે કરી આપશો તો હું આપનો આભાર માનીશ, આપ ચિંતાથી મુક્ત થશો અને આપની દીકરી પણ સુખી થશે. આટલી મારી માંગણી જો કબુલ રાખશો તો પ્રભુ આપનું ભલું કરશે ! પૈસાવાળાના

સો સંબંધી થાય, પણ ગરીબનો તો એક પણ નહીં! માટેજ મારે જાતે આપની પાસે માંગણી કરવી પડી છે! આશા છે કે આ મારી માગણી સ્વીકારી સેવકને આભારી કરશો."

તે યુવાનનું આ પ્રમાણે બોલવું સાંભળી કર્મલાલે તેને ધીમેથી પુછયું, "ભાઇ! તમારી એ બધી વાત તો મેં સાંભળી, પણ પલ્લું તેમજ ખર્ચના રૂપીઆનું શી રીતે છે? તેનો ખુલાસો કરો."

"આ શું પુછો છો? શેઠજી! મેં તમને પ્રથમથીજ સઘળી વાતો કહી છે, છતાં પુછો છો! તો કહું છું કે સઘળું મફત! ઘોડા ઉપર બેસીને આવવાના પૈસા પણ તમારા! મ્યાનાનું ભાડું પણ તમારૂં અને વધારામાં મને ઘરજમાઇ કરીને રાખવાનો! તમારા જેવા શ્રીમંતની દીકરી પરણી શું કરવા દુઃખ વેઠે? માટે જ્યારથી લગ્ન થાય ત્યારથીજ તમારે ત્યાં ધામા!"

તેનાં આવાં વચનથી કર્મલાલને ગુસ્સો ચઢયો. છતાં શાંત થઈ હસ્તે મોઢે પોતાની દીકરી પુતળીના પોતાનાજ હાથે આ નવલ ઉમેદવારનો ફજેતો કરાવવાના ઈરાદાથી તેને બોલાવી અને તેને સર્વ વાતથી વાકેફ કરી યોગ્ય જવાબ દેવાની સુચના કરી.

પુતળી તો આ ઉમેદવારની હકીકત પોતાના પિતાના મોંઢેથી સાંભળતાં વારજ હસવા લાગી અને મનમાં વિચાર કર્યો કે “ વાહ! દુનિયામાં હજારો તરેહના મનુષ્યો પ્રભુએ પેદા કર્યા છે! તેમાંનો આ નમુનો તો ખાસ પ્રદર્શનમાં મુકવા લાયક છે, કારણ કે “ લા દો, લાને દો, બેઠને દો, ઔર જગન્નાથકુ પહોંચાભી દો!” એ કહેવત અનુસાર આજે આ મવાલી ઉમેદવાર પણ મારી સાથે લગ્ન કરી સુખી થવાની ઇચ્છા રાખતો જણાય છે! લાવ જરા બનાવું તો ખરી!” એમ વિચારી તેણીએ કહ્યું, “ જુઓ, જેને મ્હારી સાથે લગ્ન કરવાં હશે તેણે મારી દરેક શરતો કબુલ કરી તે પ્રમાણે વર્તવાનો કરાર પણ લખી આપવો પડશે. કેમ કબુલ છે?”

“ તમારો તે કરાર કેવો છે તે જરા મહેરબાની કરીને કહેશો?”

“ હા, સાંભળો. દરરોજ સવારમાં ઉઠી મ્હારા હાથે સાત તમાચા, સાત ધપ્પા અને સાત જુતાં ખાવાં પડશે! મ્હારાં બુટ પાલીસ કરવાં પડશે! ચુલા આગળ રાંધવા બેસવું પડશે! બપોરે ગરમીના દિવસોમાં મને પંખો પણ નાંખવો પડશે! સાંજે દિવાબત્તી કરવાં પડશે! અને રાતના મારી પગચંપી પણ કરવી પડશે! મારા ખાધા

પછીજ ખાવાનું મળશે! મારી સાથે 'જી સાહેબ' કરી વાતો કરવી પડશે! ફેરા પણ ખાવા પડશે! બોલો, આ બધું તમને કબુલ છે?"

પુતળીની આ શરતો સાંભળી ઉમેદવાર સાહેબ વિચારમાંજ પડી ગયા! થોડીક વાર વિચાર કર્યા પછી તેણે કહ્યું, "આ કરાર સંબંધી મારે મારા મિત્રોને પુછવું પડશે! ત્યાર પછીજ હું તમને ખુલાસો કરીશ. હમણા હું રજા લઉં છું" એમ કહી તે ચાલતો થયો.

તેના જવા બાદ કર્મલાલે પોતાની દીકરીને કહ્યું, "જોયું, બેટા! શુકનમાં ઉમેદવાર પણ જબરા નીકળી પડ્યા છેને! પરણવું અને પટેલાઇ કરવી કોને ના ગમે? તેં પણ એને ઠીક બનાવ્યો! તારી આવી ચાલાકીથી હું પણ ઘણો ખુશી થયો છું, કારણ કે મુર્ખને બીજો શું જવાબ અપવો? એને તો યુક્તિથીજ સમજાવાનું રહ્યું. તારી બુદ્ધિ ચંચળ છે! ગોળે મરે તેને વિષ શા માટે પાવું પડે? હાલ મારી સ્થીતીની વાત મારૂં મન જાણે છે. તેમાં વળી પાછો આ ઘરજમાઇ થવા આવ્યો! એટલે વિના સાબુએ મારૂં ભાગ્ય તો ધોવાઇને ઉજળુંજ બની જાય!"

પુતળીએ હસતાં હસતાં કહ્યું, "બાપાજી! ઉકરડો હોય ત્યાં સૌ જણ એંઠવાડ નાંખે! મધ હોય ત્યાં જરૂર

માખી ગણુગણુ કરે ! એ પ્રમાણે કન્યા હોય ત્યાં હજારો પણ આવે. એમાં કંઇ પણ નાખુશ થવાનું કારણ નથી. જગતનો વ્હેવાર એમજ ચાલે !" આ પ્રમાણે વાતચીત કર્યા બાદ બાપ દિકરી બંને જણ છુટાં પડી પોતપોતાને કામે વળગ્યાં.

ચારેક દિવસ પછી એક રાંડીરાંડ ઘરડી ડોશી, હાથમાં લાકડી લઇ, ઘડપણને લીધે થરથર ધ્રુજતી, ચાર ઠીંગડા-વાળો એક સાલ્લો પહેરીને પોતાના દીકરાનું માથું કરવા કર્મલાલ પાસે આવી. ઘરમાં આવતાં વાર કર્મલાલે તેને બેસવાની જગ્યા આપતાં કહ્યું, "આવો પધારો, ઘણે દિવસે આ તમારા દીકરાનું ઘર પાવન કર્યું ! કહો શું સમાચાર લાવ્યાં છો ?"

"ભાઈ ! તારી મા મારી ખાસ બેનપણી થતી હતી. તેને અને મને એક પણ દિવસ મળ્યા વગર ચાલતું નહોતું. ભગવાને તેનું પાનું ખોળ્યું, પણ મારૂં ખોળ્યું નહીં ! મારા કર્મમાં રવડવાનું છે, એટલે રવડતી રવડતી અને ભટકતી ભટકતી તારી પાસે આવી છું."

"પણ છે શું માજી ? તે તો કહો."

"ભાઇ ! સાંભળ તો ખરો !" ડોશીએ પોતાની વાતની

શરૂઆત કરતાં કહ્યું, " હું ઘણે દિવસે તારી પાસે આવી છું, માટે મ્હારી વાત બરાબર સાંભળજે અને તેનો ખુલાસો પણ પેટ ભરીને આપજે. હું તો તારી સગી જનેતા જેવી છું. સાંભળ દીકરા મ્હારા છોકરાનો બાણુ કરીને એક છોકરો છે, અને તેની ઉંમર સોળ વર્ષની છે. જો તેની સાથે તારી દીકરીનું સગપણ કરે તો ઘણું સારૂં થાય. તારી દીકરી ઠેકાણે પડે, અને મારો દીકરો પણ ઠેકાણે પડે." આટલું બોલતાં તો ડોશીમા હાંફી ગયા.

" માજી તમારી વાત તો સાંભળી, પણ પરણવાને પલ્લુ અને ખર્ચ ના પૈસા છે કે ?"

" દીકરા, રાંડીરાંડની પાસે બીજું તો શું હોય ? મારે ત્યાં દળવાની એક ઘંટી અને સુતર કાંતવાનો રેંટીઓ છે. લોકોનાં દળણાં દળું છું, અને વખત મળે તેમાં રેંટીઓ કાંતુ છું. કહેતીમાં કહ્યું છે કે " બાપના રાજમાં પળાં શકે નહિ, પણ માના રેંટીયામાં જરૂર પોષણ થાય." પલ્લામા મારી સાડી ત્રણસોની હાંસડી છે તે આપીશ, અને વરામાં ગોળની લાપસી કરીશ. પછી બીજું શું જોઇએ !" એટલામાં પુતળી ત્યાં આગળ આવી પહોંચી અને બંને જણાની વાતચીત સાંભળવા બેઠી.

" માજી ! કંઇ ઘરમાં સોનું રૂપું છે કે નહિ ?"

કર્મલાલે ધીમેથી કહ્યું, "જો એવું કંઇ હોય તો તમારૂં કામ થઇ જાય !"

"શું કહ્યું, દીકરા ? સોનું ! જો સાંભળઃ–

સોના રૂપા સોનીના, લોક પ્હેરે તે લ્હાવો;
લક્ષ્મી તો ભગવાનની, મૂર્ખા કરે છે દાવો.

માટે દીકરા સોનું તો સોનીને ત્યાં ને લક્ષ્મી ભગવાનને ત્યાં. ગાડી વાડી તમારા જેવાને ત્યાં. મારે ત્યાં તો એ પત્થરા અને એક રેંટીઓ. રાંડીરાંડના ઘરનું ઝવેરાત નહીં સાંભળ્યું હાય તો સાંભળીને યાદ રાખજો. જે ઘરમાં એ ઝવેરાતનો અભાવ હોય છે, તે ઘર પર પરમેશ્વર જરૂર રૂઠેલો હોય છે. તેનું ભાન સમય આવતાં થશે. જ્યાં આગળ સ્ત્રીઓ આ ઝવેરાતનો ઉપયોગ કરે છે, તે ઘરને પ્રભુ તંદુરસ્તીના ખજાનાની બક્ષિસ કરે છે !"

"માજી," કર્મલાલે કહ્યું "મારી દીકરી સો લાડમાં ઉછરી છે. તેનાથી રેંટીયો ચલાવાય નહીં, કે ઘંટી પણ દળાય નહીં."

"ત્યારેજ તો પ્રસુતિ વખતે દાઇ (નર્સ) ની જરૂર પડે છે અને કદાચ જીવ પણ જાય છે."

"પણ મારી દીકરી તો મારે ઘેર દુધ, દહીં, ઘી,

છાશ વગેરે ખાય છે, અને તમારે ત્યાં રોટલો ખાવાનો મળે, એ મારી લાડકી છોકરીને ગળે કેમ ઉતરે? તેમજ વળી મારા કુટુંબની આબરૂ પ્રમાણે વેવાઈ પણ શ્રીમંત જોઈએ, કારણ કે વરઘોડાનાં સાજનમાં મહાજનનાં ભણેલા અને શ્રીમંત લોકો આવવા જોઈએ. તે વખતે મવાલી વર્ગ શોભે નહીં. મારી એકની એક દિકરી પરણે, એટલે નાચ મુજરા પણ જોઈએ. મારી લાડકી છોકરીને વરસ દિવસે પાંચસોના કપડા અને પાંચસો રૂપીઆના સુગંધી તેલો પણ જોઈશે. વળી તમારો બાબુ એક પાઈ પણ કમાઈ શકતો નથી તે બધાનું પુરૂં કેમ કરશે? ગુસ્સો ન લગાડતાં આ તમારા ભોળા દીકરાને માફી આપશો તો સારૂં."

"દીકરા, બધા વૈભવનો પડતી દશાએ નાશ થાય છે, પણ ડોશીમાના અખંડ રેંટીઆનો નાશ થઈ શકતો નથી. તારી દીકરીના વૈભવથી જગતના વ્હેવારમાં ખામી લાગે છે, પણ મારા વૈભવથી તો હમેશાં ગરીબ વર્ગનું રક્ષણ થાય છે."

ડોશીનું આ પ્રમાણે બોલવું સાંભળી પુતળીનો મિજાજ ગયો; તે ગુસ્સામાં બોલી, "એ ડોકરી, ઘેર જા, નહીં તો તારા બુરા હવાલ થશે. તારો દીકરો તો મારા બુટ પાલીસ કરવાને પણ લાયક નથી, અને તારા જેવી વાસણ માંજવાને

પણ લાયક ન , તો પછી
હોય! આબરૂભેર ઘેર જાવ. ફરીથી આ બારણાનું દર્શન કરશો નહિ. ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી ! ક્યાં કેળ અને ક્યાં ખરસાણી ? ક્યાં મશરૂની તળાઇ અને ક્યાં ફાટીતૂટી ગોદડી ! જા જા, મ્હારે તારી ઘંટીનું સુખ ન જોઇએ. તારી ઘંટી અને રેંટીઆને ચુલામાં નાંખ!"

"દીકરી! આમ ગુસ્સો ન કરીએ!" ડોશીમાએ પુતળીને શાંત પાડવાના પ્રયત્નો કરતાં કહ્યું, "નદિ હોય ત્યાં દરેકને પાણી પીવાનો હક છે. પૈસાદારની છોકરી ગરીબને ત્યાં હોય તોજ ચરબીના ભરેલા હાડકાં ઢીલા પડે!"

આટલું સાંભળતાં પુતળીનો મિજાજ ગયો અને ગુસ્સામાં પાસેના ઓરડામાંથી લાકડી લઇ આવી કહ્યું, "જા, જા, જાય છે કે નહિ, નહિ તો હમણાં કોપરાપાક મળશે!"

આ સાંભળતાં ડોશી જરા ગભરાઇ, પણ હિંમતથી બોલી, "ના, મારે તું ન જોઇએ! પગે લાગે તોએ તને ન લઉં! તારી સાહ્યબી પર આગ લગાડ! લે, હું તો મારે ચાલી." એમ કહીને ડોશીએ તો ઘરમાંથી બ્હાર નીકળી ચાલવા માંડ્યું.

રસ્તે ચાલતાં ડોશીમાએ બબડવા માંડ્યું કે "તારૂં સત્યાનાશ જાય! મારા ઘંટીના પત્થરને વગોવ્યો કે જેના વડે

મેં મારી આટલી જીંદગી કાઢી ! તારા વૈભવથી તો દેશનું સત્યાનાશ વળ્યું ! વિદેશી કાપડમાં પૈસા નાંખીને દેશને દુર્બળ બનાવ્યો ! અને આવા શબ્દો કહેતાં તને શરમ પણ આવી નહિ !" આમ બબડતી બબડતી તે ઘેર પહોંચી.

આ બાજુ ડોશીના ગયા પછી કર્મલાલે પુતળીને કહ્યું, "બેટા, બહુ ના બોલીએ. આપણા મોટાની આબરૂ એમાં કંઇ જળવાય નહિ. હોય ! સૌના સ્વભાવ કંઇ સરખા હોય છે ? હું તારે લાયકજ વર જોઇશ. તું શા માટે ગભરાય છે !" આ પ્રમાણે કહી પુતળીને શાંત પાડી.

બે ચાર દિવસ વિત્યા એટલે એ શહેરના અને એની જ્ઞાતીના શ્રીમંત શેઠ લક્ષ્મીલાલના પુત્ર પ્રેમીલાલના વિવાહનું માંગુ કરવાને લક્ષ્મીલાલ શેઠનો એક સંબંધી કર્મલાલ પાસે આવ્યો. કર્મલાલે તેને માનપૂર્વક આદરસત્કાર આપી બેસાડયો. ચાહ, પાન, પાણી વગેરે આપ્યા પછી આવાગમનનું કારણ પુછતાં કહ્યું કે "કેમ ભાઇ ! આજ-રોજ સેવકના ઉપર કંઇ મહેરબાની કરી ?"

"શેઠજી, એક કામ નીકળ્યું છે. જો મ્હારા આવવાથી કંઈ અડચણ પડી હોય તો માફ કરશો."

"વારૂ, કંઈ નહિ; કહો જોઇએ."

આ સાંભળતા પેલા આવેલા ગૃહસ્થે પોતાની વાત શરૂ કરતાં કહ્યું કે "જુઓ, આપની જ્ઞાતીના શ્રીમંત શેઠ લક્ષ્મીલાલને એકનો એક પુત્ર છે. તેનું નામ પ્રેમીલાલ છે. પ્રેમીલાલ વિદ્યા, ગુણ, કળા વગેરે સર્વત્ર વાતે નિપુણ છે. વળી પ્રભુની કૃપાથી પૈસે ટકે પણ સુખી છે. મારી આપની એ વિનંતી છે કે જો આપની એકની એક પુત્રી, જેનું નામ પુતળી છે, જે સુવિવેકી અને ચતુર છે, તેનું લગ્ન જો તમે પ્રેમીલાલ સાથે કરો, તો બંને ઘણા સુખી થાય, અને એ બંનેનું જોડું પણ દીપી નીકળે. મારી આ માંગણી તમને પસંદ છે ?"

"હા, તમારી વાત ખરી છે. તમારૂં કહેવું સર્વ સાચું છે; પરંતુ હું એ બાબતમાં ઘરના સર્વ માણસની સલાહ લઉં અને ત્યાર પછી તમને તે વિષે જવાબ દઉં. થોડીવાર તમો અત્રે બેસો. હું હમણા પાછો આવું છું." એમ કહી કર્મલાલ ઘરમાં ગયા. અને પુતળીની તથા પોતાની સ્ત્રીની એ કામમાં શી મરજી છે તે પુછી. બીજી બધી વિગતો જણાવતાં કર્મલાલે તેઓ બન્નેને કહ્યું, "ઘર પણ સારૂં છે. આસામી બે લાખની પુંજીવાળો છે. વળી ઘરની આબરૂ પણ સારી છે. સુખની પણ મણા નથી. સર્વ વાતે આ સ્થળ અનુકુળ છે એમ મને લાગે છે. પુતળી પણ સુખી થશે. અને આપણને આશિર્વાદ

આપશે. વળી ગાડીમાં બેસી ફરવા હરવાનું પણ મળે એમ છે. બોલો તમારી શું મરજી છે. જો મરજી હોય તો આગળ વાત ચલાવું, નહિ તો પછી ગાડી વાળું, અને વિદાય કરૂં. માટે કહો તમારો શું વિચાર છે ?"

મધુરીએ કહ્યું, "એમાં અમને શું પુછો છો ? અમે બૈરા શું જવાબ દઇએ ? બૈરાની અક્કલ તો પગની પાની જેટલી હોય છે એ શું તમે નથી જાણતા ? તમે જે કહો તે સર્વ અમારે કબુલ છે."

"કેમ બેન પુતળી ! તારી શી મરજી છે ?" કર્મલાલે પુતળીને પુછયું "તારો જે વિચાર હોય તે કહી દે, કારણ કે લગ્ન તારે કરવાનાં છે ?"

"પિતાજી !" પુતળીએ કહ્યું, "હું પાએક કલાક વિચાર કર્યાં પછી મારો વિચાર દર્શાવીશ."

"ઠીક ત્યારે હું એટલો વખત એમને વાતમાં બેસાડું છું. પછી તારો નિર્ણય મને કહેજે." એમ કહી કર્મલાલ દિવાનખાનામાં ગયો અને જોયું તો અવનિધરલાલને બેઠેલાં જોયાં. તેની સાથે કર્મલાલે વાતો કરવા માંડી.

પુતળી પોતાના એકાન્ત ઓરડામાં જઇ આરામચેર પર પડી અને વિચાર કરવા લાગી કે "પહેલી માંગણીમાં મવાલી, બીજીમાં ડોકરી અને ત્રીજીમાં આજનો

સવાલ. મવાલીને ત્યાં મારફાડ, ડોશીને ત્યાં ઘંટી અને આને ત્યાં સર્વ સુખ. વળી ગામમાં એનાં કરતાં બીજો કોઈ શ્રીમંત પણ નથી. વળી કોઇ એનાથી ચઢતો બીજો કોઇ ઉમેદવાર પણ નથી. બાપને ત્યાં લાડમાં ઉછરી એટલે આ શરીરથી કંઇ દુઃખ વેઠાય એમ તો નથીજ ! મનની ઇચ્છા પાર પડે, તે રસ્તે હંમેશાં જવું જોઇએ, અને તે આ ઘર સિવાય કશે મળી શકે એમ નથી. વળી પરણુ-નાર ગર્ભશ્રીમંત અને લાડમાં ઉછરેલો હોવાથી અડધો એવકુફ છે, એટલે આપણી મરજી મુજબ કામ પણ થાય એમ છે. કોઇ કાળે એ કુટુંબ નાશ પામે તો ફકીર થઇ ગયલા પિતાજી પણ અમીર થાય ! માટે પિતાજીને હા કહેવી. ” આમ વિચાર કરી તે દિવાનખાનામાં ગઇ અને પોતાના પિતાને આંખના ઈશારાથી પોતાની સંપૂર્ણ મરજી દર્શાવી.

કર્મલાલે પુતળીનો વિચાર જાણ્યા પછી, પોતાના મિત્ર અવનિધરલાલની પણ સલાહ લીધી. તેણે પણ સમંતિ આપી એટલે કર્મલાલ તો ખુશ ખુશ થઈ ગયા, અને શાંત મુખ મુદ્રા રાખી પેલા પધારેલા શેઠને કહ્યું, “ જુઓ ભાઈ! તમારા આવ્યાનું પ્રયોજન હું જાણવું છું, અને તમારા કહેવા પર વિશ્વાસ રાખી હું હા પાડું છું. માટે આપ રીતસર પહાની વાત કરો. ”

"હા, એમાં ક્યાં આપણે ના છે? હું હમણાંજ શેઠને અહીં બોલાવી મંગાવું છું." એમ કહીને તેણે લક્ષ્મીલાલ શેઠ પર એક ચીઠ્ઠી લખી માણસ સાથે મોકલી.

થોડી વારમાં લક્ષ્મીલાલ શેઠ આવી પહોંચ્યા. કર્મલાલે તેમને આદરસત્કાર આપી બેસાડયા અને કહ્યું, "જુઓ, શેઠ, મેં આપનું વચન કબુલ રાખ્યું છે. માટે રીતભાતની વાત કરો."

"હું રૂા. ૨૦૦૧ અંકે બે હજાર ને એકનું પલ્લું અને રૂા. ૫૦૦ અંકે પાંચસોના કપડાં કરીશ. પછી કંઈ છે? કેમ રાજી છોને?"

"હા, હું તો રાજી છું, અને હમણાંજ આપને ચાંલ્લો કરી શ્રીફળ આપું છું." એમ કહી કર્મલાલે ગોરને તેડી મંગાવ્યો. દરમ્યાન લક્ષ્મીલાલે પણ માણસ મોકલી રૂપીઆ મંગાવી લીધા.

ગોર મહારાજ થોડી વારમાં આવી પહોંચ્યા. તેમણે કર્મલાલને પુછ્યું, "કેમ, યજમાન રાજા! શું હુકમ છે? લક્ષ્મીલાલ શેઠ! ખુશીમાં છોને?"

કર્મલાલે કહ્યું, "આવો, મહારાજ! પધારો. પુતળીબેનનું સગપણ આ શેઠને ત્યાં કરવાનું નક્કી ઠર્યું છે, માટે શ્રીફળ આપવાની વિધિ કરવા સારૂ આપને બોલાવ્યા છે."

" બહુ સારૂં. આ વાત સાંભળીને હું બહુજ ખુશી થયો છું."

તરતજ કંકુ, શ્રીફળ અને ગોળધાણાનો દડીયો આવ્યો. ગોર મહારાજે કર્મલાલને, લક્ષ્મીલાલ શેઠને ચાંલ્લો કરી શ્રીફળ આપવા કહ્યું. કર્મલાલે ચાંલ્લો કરી શ્રીફળ આપ્યું, એટલે મહારાજે નીચે પ્રમાણે મંત્ર ભણવા માંડયો:–

॥ मंत्रर्था सफळाशंतु पूर्णासंतु मनोरथा ॥
॥ शत्रुनाम बुध्धि नाशववन्तु रुद्राणाम हृदपस्तव ॥

ઉપર પ્રમાણે મંત્ર ભણતાં આશિર્વાદ આપ્યો. સગપણ થયું અને यावद् चंद्र दिवाकरी સુધીનાં બંધારણ બંધાયાં.

" ગોર મહારાજ ! લગ્ન જોઈ કાઢો." લક્ષ્મીલાલે કહ્યું.

ગોર મહારાજે ટીપણું કાઢી મહા સુદ ૫ ( વસન્ત-પંચમી ) નું લગ્નમહુર્ત આપ્યું. સૌને ગોળ ધાણા આપ્યા, અને આનંદ સહિત સર્વ છુટા પડયા. ગોરને દક્ષિણા આપી વિદાય કર્યા.

રસ્તામાં ચાલતાં ગોરને એક હડખાયલા કુતરાએ આવીને બચકું ભર્યું અને તરતજ તે નાશી ગયું. ગોર મહારાજે તો મોટેથી બુમ પાડી, " ઓ બાપરે, મરી ગયો."

આ બુમ સાંભળતાં સર્વ લોકો ભેગાં થઇ ગયાં અને પાણી લાવી ગોર મહારાજનો પગ સાફ કર્યો. કુતરાનું ઝેર મરી જાય એ કારણથી ચુનો ચોપડી ઉપર ઢબુ મુકી

પાટો બાંધ્યો, અને રસ્તે જતી એક ભાડુતી ગાડીમાં બેસાડી ગોર મહારાજને ઘેર પહોંચતા કર્યા. મહારાજ ઘેર જઈ ખાટલામાં પડયા.

આ તરફ લક્ષ્મીલાલ શેઠ ખુશ મિજાજમાં ઘેર આવ્યા, અને કંસાર રાંધવાનો ભટ્ટને હુકમ કર્યો. જમવા બેઠા, એટલે એક ઘીલોડી, જે છાજ ઉપરથી જતી હતી તેનો ઝેરી ગલ તેમની જમવાની થાળીમાં પડયો. તરતજ શેઠે તે ભાણાને ગટરમાં નાંખી દેવાનો હુકમ કર્યો, અને ભાણું ગટરમાં ફેંકી દેવામાં આવ્યું. એટલામાં તો બે બિલાડા લડતા લડતા રસોડામાં આવ્યા, અને તોફાન કરવા લાગ્યા. જોતજોતામાં તો ભારી તોફાન મચાવી જમવાની રસોઇ ભરેલાં વાસણો ઉથલાવી નાંખ્યાં અને બધી રસોઈ ઢોળાઇ ગઈ! લક્ષ્મીલાલે ફરીથી રસોઇ કરવાનો ભટ્ટને હુકમ કર્યો, અને પોતે દિવાનખાનામાં જઇ બેઠા.

દિવાનખાનમાં બનેલા બનાવ માટે શોક કરે છે એટલામાં એક શેરદલાલ લક્ષ્મીલાલ પાસે આવ્યો. તેને ગભરાયલો જોઇ લક્ષ્મીલાલે કહ્યું, “ કેમ, વળી કાંઇ નુકશાનના સમાચાર લાવ્યા છો કે શું ? તમે આમ ગભરાયલા કેમ દેખાઓ છો ? ”

“ શું કહું ? શેઠજી, “ બાટરફલાય ” કંપનીના શેરોના ભાવમાં મોટો ઘટાડો થયો છે. એક શેરમાં પચાસ રૂપીઆ

તુટે છે, અને આપણી પાસે એના પચાસ શેર છે, એટલે અઢી હજાર રૂપીઆ ખોટ જાય છે. ”

શેઠ તો આ સાંભળતાં સડકજ થઇ ગયા, અને બોલી ઉઠયા, “ આ પણ વળી સ્નાનનાજ સમાચાર ! હમણાં અપશુકનજ થયાં કરે છે ! જર અને જમણ બંનેમાં મૈયતના સમાચાર ! ઠીક, ભાઇ ! ખોટ જાય તો કાંઈ હરકત નહીં, પણ એ શેરોનો તો જરૂર સોદો કરી નાંખજો. ”

“ ઠીક છે, ” કહીને દલાલ ત્યાંથી નીકળ્યો અને લક્ષ્મીલાલે પોતાને સખત ભુખ લાગવાથી સેવ મમરા મંગાવી વા માંડ્યા

વાંચક ! કર્મલાલની કથા પણ જરા સાંભળી લે ! એના નસીબ કેવા ઉઘડેલાં છે, એ પણ જાણી લે ! કર્મલાલના રસોડાની છાજપર એક મધપૂડો બંધાયો હતો. શેઠ જમવા બેઠા કે તરત મધપૂડો તુટી પડયો, અને બધું મધ ઢોળાઇ ગયું ! માખીઓ ઉડવા માંડી, અને ઘરના સર્વ માણસોને કરડવા લાગી ! તરત એક દુબળાને બોલાવી ધુણી કરાવી અને માખીઓ ઉરાડી. પરંતુ રસોડામાં દુબળાને પેંસાડેલો એટલે તે બધી રસોઇ નકામી પડી. તેને ગટરમાં નંખાવવાનો હુકમ કર્યો ! આ પ્રમાણે કર્મલાલ શેઠની રસોઇએ પણ ગટરના દર્શન કર્યાં ! કર્મલાલે પણ બજારમાંથી સેવમમરા મંગાવી સર્વને આપ્યા, અને પોતે પણ ફાકવા માંડ્યા !

કર્મલાલ બેઠા બેઠા વિચાર કરે છે કે "પુતળીના જન્મથી આજ દિન સુધીના સર્વ સંજોગો દુઃખનાજ આવે છે. ભલે તે પણ વેઠયા વગર છુટકોજ નથી !"

પુતળી પણ પોતાના ઓરડામાં જઇ નીરાંતે પલંગ પર સુતી. સુતાં સુતાં વિચાર કરે છે કે "આજે જરૂર કંઇ અપશુકન થયાં ! ખાવાનું ખરાબ થયું ! એ કાંઈ બુરાંની આગાહી છે ! એતો ઠીક, પણ આજનો સવાલ તો આખા ભવનો છે. સાસરૂં તો સારૂં મળ્યું, પણ પતિ તો અડધો ગમાર મળ્યો ! વળી હું તો બત્રીસલક્ષણની ભરેલી છું, એટલે સંસારસુખમાં તો વાંધો આવેજ ! બીજા સાથે મ્હોબ્બત જોડવાની પણ જરૂર તો છેજ ! મારા મનલાયક મળે તો તો ઘણુંજ સારૂં. મારા મનમાં તો મનુની ધારણા છે; કારણ તે બિચારો બે હજારની નોટ પહેલેથી પલ્લામાં આપી ગયો છે ! સાથે આબરૂથી પણ મારે ખાતર ફજેત થયો છે ! પ્યારમાં ને પ્યારમાં હાડકાના પણ ચુરા થઈ ગયા ! મારો મનમાનતો અને મ્હોબ્બતવાળો એ રસિક યુવાન છે ! એની છબી મારા હૃદયમાં કોતરાયલી છે ! ફજેત થયા પછી મળ્યો નથી એટલે ઘણોજ ચીડવાઈ ગયો હશે ! કદાચ તેનું વેર લેવા પણ ધારતો હશે, પણ મ્હારા મનનો પ્યાર જ્યારે તે જાણશે, ત્યારેજ તે મારા ગુન્હાની મને માફી આપશે. માટે તેનું દીલ તપાસવા લાવ એક પત્ર

લખું એટલે બધું સમજાઇ જશે. ” આમ વિચારી તરત તે ઉઠી અને ટેબલ પરથી એક કોરો કાગળ લઇ ? પર નીચે પ્રમાણે પત્ર લખ્યોઃ–

“ મ્હારા વ્હાલા મનુ,

વિ. વિ. સાથે લખવાનું કે આપે જે દિવસે મ્હા મકાન ઉપર આવી, મને બે હુજારની નોટ આપીને જ વખતે આપને જે ભારી અકસ્માત નડયો, તેમજ આપની ફજેતી થઇ તેને માટે આપની ચરણુરજ પુતળી આપ પાસે હુજારોવાર ગદ્દગદિત કંઠે માફી માંગે છે. વફાદ હોવા છતાં આપની પ્રેમ પરિક્ષામાં બેવફાદાર ઠરવાથી : કાચની પુતળી સમાન પુતળી લાજી મરે છે, અને જ તના બનાવનાર જગતનિયંતા પાસે વારંવાર માફી મ છે, અને કહે છે કે હે પ્રભુ, તું મને મ્હારા ગુન્હાની મા આપી હૃદયાધાર મનુ પાસેથી પણ માફી અપાવ, ચ આપના મનમાં મારે વિષે જે કંઈ ખોટા વિચારો હો તે બધા પ્રભુ દુર કરે. હું હમણા એક ધર્મસંકટમાં આ પડી છું. મ્હારા પિતાજીએ શ્રીમંત પ્રેમીલાલ સાથે મ સગપણ કર્યું છે, અને લગ્નનો દિવસ પણ વસંતપંચમી ઠરાવ્યો છે. હું તો આપની સાથે પ્રેમલગ્ન કરી ચુકી । મ્હારા જેવી એક નાલાયક સ્ત્રીને ખાતર તમારે દુનીયા ઘણું વેઠવું પડયું છે. મને પરણનાર પ્રેમીલાલ શ્રી

તથા અહંપો મૂર્ખ છે. એટલે મને આપના સમાન દુનિયામાં બીજો કોઈ દેખાતોજ નથી! એ વખતે મારી મરજી લગ્ન મંડપમાં આપની સાથે પ્રેમલગ્ન કરવાની છે, માટે આપ ત્યાં આગળ આવી સમયસૂચકતા વાપરી આપનો એક હસ્ત મારા હસ્ત સાથે મીલાવશો એવી મારી અભિલાષા છે. સમય ટુંકો હોવાથી આપને રૂબરૂ મળી શકાય એમ નથી. માટે આ માણસ સાથે આપના હસ્તકમળના પુષ્પોસમ અક્ષરોનું દર્શન કરાવી આ દાસીને ભવોભવની ઋણી કરશો.

લી. આપની કીંકરી અને જન્મોજન્મની ઋણી.

પુતળી.

તા. કઃ—મારૂં દેહલગ્ન પ્રેમીલાલ સાથે થશે, પણ પ્રેમલગ્ન તો આપની સાથે કરેલું છે."

ઉપરનો કાગળ તેણે એક કવરમાં બીડી ઉપર મનુના નામનું સરનામું કરી તે પોતાની માનીતી અને વફાદાર ઘરડી નોકરડીને આપ્યો, અને તે મનુને પહોંચાડવા કહ્યું. રસ્તામાં ચાલતાં તે નોકરડીને ચક્કર આવવાથી તે રસ્તામાં પડી. તેને શુદ્ધિ આવી, અને તેણે ચાલવા માંડયું. થોડીક વારમાં તે નોકરડી યુકતીથી મનુને મળી અને પ્રણામ કરી પેલું પરબીડીયું આપ્યું.

મનુએ પરબીડીયું લઇ આતુરતાથી તે વાંચવા માંડયું. જેમ જેમ તે વાંચતો જાય તેમ તેમ તેના મનની ફીકર વધતી જાય. તેના મનમાં કેટલું દુઃખ થતું હશે એ તો દુઃખી માણસજ જાણે. કાગળ વાંચ્યા પછી મનમાં ને મનમાં બબડવા લાગ્યો. “ અરે નાલાયક ! તું તો પુરેપુરી બેવફા છે. પૈસા અને ઇજ્જતનું લીલામ તારાથીજ થવા પામ્યું છે વળી તેં અત્યાર સુધી મોઢું પણ બતાવ્યું નથી. આજે કોણ જાણે કેમ તેં આ રસ્તો લીધો હશે ! હું કંઇ તને છોડનાર નહતો. પ્રેમલગ્ન કરવાનું ધાર્યું છે એથીજ ગુસ્સામાં ઘટાડો થયો છે. એમ છતાં તું ઉઠાવગીર હોય તો પ્રભુ જાણે. વિવાહની વાત મેં જાણી છે. પ્રેમીલાલ અડધો મૂર્ખ છે એ પણ જાણ્યું છે, એટલે આ કાગળ પરથી ભરોંસો પડે છે. લાવ, કંઇક જવાબ લખું. ” આમ વિચારી તેણે જવાબ લખવાનો વિચાર કર્યો, અને એક કાગળ લઇ આવેલા કાગળનો જવાબ નીચે પ્રમાણે લખવા માંડયોઃ—

“ મારી વ્હાલી પુતળી !

ત્હારા પત્રમાં તેં જે વિચારો જણાવ્યા છે, તે વાંચી આ મનુ તારા પર ફિદા થયો છે. ત્હારા દુઃખમાં ભાગ લેવા પ્રભુ આ મનુને સ્હાય કરે. આજ સુધી મને તારા ઉપર ઘણો ગુસ્સો હતો, પણ આજના પત્ર ઉપરથી ખાત્રી થાય

છે કે આપણી પ્રેમવાટિકામાં વેરાયલા કાંટાને તેં ઘણી બહાદુરીથી એકઠા કરી દૂર કર્યા છે! લગ્નપ્રસંગે ધારેલું કામ પાર પાડીશ. તારે પણ એ બાબતમાં સંપૂર્ણ સાવચેત રહેવું. પૈસા વિષે જો કાંઇ જરૂર પડે તો મને ચેતાવજે. પૂર્વ જન્મનો આપણો સંબંધ દરેક જન્મે થનાર છે. હું જરૂર લગ્નમંડપમાં આવીશ, અને કોઇપણ યુક્તિથી આપણો ગોઠવેલો પ્રોગ્રામ પાર પાડીશું. પ્રભુ! તારી ધારેલી સર્વ આશાઓને પાર પાડો.

લી. ત્હારો પ્રેમનો પંખી,

મનુ.

તા. કઃ—દેહલગ્ન કરતાં પ્રેમલગ્ન આ દુનિયામાં હંમેશને માટે કાયમ રહે છે."

કાગળ લખી પરબીડીયામાં મુકર્યો અને પેલી બાઇને આપ્યો. તે નોકરડી ખુશ થતી કાગળ લઈ ચાલતી થઇ. મનુએ તે બાઇને જતી વખતે બક્ષિસમાં પાંચ રૂપીઆ આપ્યા હતા. કાગળ લાવી પુતળીના હાથમાં આપ્યો. પુતળી ખુશ ખુશ થતી તે પત્ર વાંચવા લાગી.

પત્ર વાંચી પુતળી ઘણીજ ખુશી થઇ, અને મનમાં વિચાર કરવા લાગી, "વાહ! હું પણ ખરી! દુનિયામાં કોઈએ જે યુક્તિ ન વાપરી તે યુક્તિમાં મેં બ્હાદુરી મેળવી

ામ કરવા ધાર્યું ! પ્રભુ ચોરને તેમજ ખુનીને પણ સ્હાય રે છે, તો મને જરૂર માફી બક્ષશે. જો તે દિવસે મેં યંકર ભૂલ કરી ન હોત તો મનુને મનાવવા માટે માટલી બધી તકલીફ ન પડત, પણ "નાદાન દોસ્ત દુશ્મ-ની ગરજ સારે" તે મુજબ મ્હારાથી બની ગયું. પ્રભુ ેના દિલમાં વસ્યો છે એ સારૂં થયું છે. કેટલીક વાર ' હાથનાં કર્યાં હૈયે વાગે " એ કહેવત મુજબ કદાચ મને ણ દુઃખ ભોગવવું પડત." આમ વિચાર કર્યા પછી તે ૃહકાર્ય કરવા મંડી પડી.

મનુ પણ પોતાના મનમાં દરરોજ જુદા જુદા ઘાટો ોઠવતો હતો. આરામચેર ઉપર બેઠાં બેઠાં હૃદયમાં કોતરા-ેલી પુતળીનું ચિત્ર જોતાં અને તેને યાદ કરતાં વિચાર કરવા લાગ્યો, " અહા નશીબ ! તારી બલીહારી છે ! આવી સુંદર સુકુમારીના સુભાગ્ય સાથે મારૂં ભાગ્ય જોડાયું ! જે વસ્તુ માણસ સ્વપ્ને પણ મેળવી શકતો નથી ! તે વસ્તુ ભાગ્યશાળીને અણધારી આવી મળે છે ! પૈસા ગુમાવતાં અને ફજેત થતાં પણ જ્યારે આ પુતળી હાથ આવી, એટલે તો પ્રભુ આ કામમાં રાજી છે એમજ મનાય !" આવા અનેક વિચાર કરતાં અને હજારો તર્કવિતર્ક ગોઠ-વતાં તે મનમાં ઘણો ખુશી થયો, અને આશામાંને આશામાં લગ્નના દિવસની વાટ જોવા લાગ્યો.

લગ્નનો દિવસ પાસે આવ્યો. બંને મકાનોને રંગ રોગાન કરી સુંદર શુશોભીત બનાવવામાં આવ્યા. કાપડીઆઓ તરેહ તરેહવાર સુંદર સાડીઓ લાવતા. દરજીઓ પણ અપટુડેટ ફેશનનાં પોલકાં વગેરે સીવીને આવતા. માંડવાવાળાઓ પણ આંટા મારવા લાગ્યા. આખરે સુંદર શુશોભિત કમાનવાળા માંડવાઓ બંને ઘેર બંધાયા, અને ઈલેકટ્રીક લાઈટના ઝુમ્મરો પણ લટકાવવામાં આવ્યા. દરરોજ સગાં વહાલાઓની તરેહવાર પકવાનો અને મિષ્ટાનોની ન્યાતો જમવા લાગી. કંકોત્રીઓ લખાઈ. વરવહુને પીઠી પણ ચોળાઈ. આવી જાતની રોજ ને રોજ અનેક ધામધુમો થવા માંડી.

આજે લગ્નનો દિવસ છે. સવારથી તેની તૈયારીઓ ચાલી રહી છે. લક્ષ્મીલાલ શેઠને ત્યાં સુરતનું સુંદર અને પ્રખ્યાત રસાકબેંડ લાવવામાં આવ્યું. વરઘોડાનો સમય થતાં આજન મહાજન પણ એકઠું થયું, અને વરઘોડો નીકળ્યો. વરઘોડો જોવા લોકોના ટોળેટોળાં રસ્તામાં ઉતરી પડયાં હતા. દારૂખાનું પણ ફોડવામાં આવ્યું હતું.

મુહુર્તમાંજ અપશુકનનું મંડાણ થયું. વરઘોડો નીકળતી વખતે કાળો સાલ્લો પહેરેલી માથે છાણનો ટોપલો લઈ એક રાંડીરાંડ મળુરણ આડી ઉતરી. આ પ્રમાણે જબરા શુકન થયાં! મનમાં અનેક કુવિચાર થયા, પણ

હર્ષમાં ને હર્ષમાં તે વેગળે મુકવા પડયા. રસ્તે ચાલતાં વાજાં અને દારૂખાનાના અવાજથી ઘોડો ભડકયો, અને વરરાજાના માથા પરની પાઘડી અને હાથમાંનું શ્રીફળ નીચે ભોંયપર પડયાં. તરતજ પાઘડી ધુળવાળી થઈ હતી તે સાફ કરી ફરીથી પહેરાવી, અને શ્રીફળ આપવામાં આવ્યું. બાદ વરઘોડો ચાલતો થયો.

આખરે વરઘોડો કર્મલાલ શેઠના ઘર આગળ આવી પહોંચ્યો. સાજન માંડવામાં એકઠું થયું. સર્વેએ પોતપોતાની જગ્યા લીધી. પ્રેમીલાલને પોંકવામાં આવ્યા, અને ત્યાર પછી તેને માયરામાં લઈ જવામાં આવ્યા. ધીમે રહીને મનુ પણ માંડવામાં ઘુસી ગયો.

લગ્નમંડપમાં વરરાજા બેઠા છે. વચમાં અંતરપટ નાંખવામાં આવ્યું છે. પાસે બેઠેલા બ્રાહ્મણોએ એક પછી એક શ્લોક બોલવા માંડયાઃ—

"तदैवं लग्नं सुदिनत दवैं, तारा बलं चंद्रबलंत
विद्याबलं दैवबलं तदेव, लक्ष्मि पतयते गृहं"

અંતર દશનો સમય. "समय वर्ते सावधान" આ પ્રમાણે બીજા બ્રાહ્મણોએ બોલવા માંડયું.

હવે મનુ જે બ્હાર ભટકતો હતો તેણે પણ અંતર શબ્દ સાંભળી પોતાનું ધારેલું કામ પાર પાડવાનો લાગ

જોવા માંડયો. પાછા બ્રાહ્મણો બીજો શ્લોક બોલવા લાગ્યાઃ—

कार्येषु मंत्री, वचनेषु दासी, भोज्येषु माता, शयनेषु रंभा;
धर्मानुकुला समयाधारित्री, षटगुण भार्या कुल्मधे धरंगी.

"અંતર એકનો સમય" શ્લોક બોલ્યા પછી બ્રાહ્મણે બોલવા માંડયું. બીજા બ્રાહ્મણો બોલ્યા, "સમય વર્તે સાવધાન."

"સાવધાન!" મનુએ પોતાના મનમાં કહ્યું "પ્રેમીલાલ હવે તું અને હું બન્ને સાવધાન; કારણ કે "જાગે તેનો જગ ને ઉંઘે તેનો ઠગ!" વળી 'ચેતતો નર સદા સુખી!' "એ પ્રમાણે તું પણ સાવધાન રહેજે."

વળી પાછો બ્રાહ્મણે શ્લોક ભણવા માંડયોઃ—

येषा न विद्या, न तपो न दानं ज्ञानं न शिलं, न गुणो न कर्म.
मृत्युलोके भुवि भारभूता, मनुष्यरूपेण मृगाश्चरंति ॥

આ શ્લોક બોલાયા પછી વળી પાછું "સમય વર્તે સાવધાન" બોલાયું અને ત્યાર પછી બીજા બ્રાહ્મણે થાળી વગાડી અને ઢોલીઓ પણ ઢોલ વગાડવા માંડ્યા. અંતર પટ ખેંચી લેવાયું.

ગોર મહારાજે વરકન્યાના હાથ મેળવી હસ્તમેળાપ કર્યો. પુતળીએ પ્રેમીલાલનો જમણો હાથ પકડયો કે તરતજ તેણે ડાબા હાથ પર બીજો મહુને ઇશારત કરી.

સ્મિત હાસ્ય કર્યું. તસ્તજ મનુ ચેતી ગયો અને યુક્તીથી પુતળીએ પોતાનો ડાબો હાથ મનુના જમણા હાથમાં આપ્યો. બે મિનીટમાં પોતાનો હાથ ખેંચી લઇ પોતે આપેલું વચન પાળ્યું, અને પ્રેમલગ્નનો પુરેપુરો દેખાવ કર્યો. “એક મ્યાનમાં બે તરવાર” ની કહેણી ખરી પાડી અને દુનીયામાં ન ભજવાયલો નાટક પોતે ભજવી બતાવ્યો, એ માટે પુતળી પોતાના મનમાં આનંદ પામવા લાગી.

મંગળ ફેરા ફરવાનો વખત થયો. વર અને કન્યા ચોરીની આજુબાજુ ફરવા લાગ્યાં. એ વખતે સ્ત્રીઓ ગીતો ગાવા લાગી “આગળ મ્હારા જીયાવર ચાલે પાછળ છોડી ચાલેજી.” એ પ્રમાણે બીજાં ગીતો પણ ગાવા લાગી. વળી નીચેનું ગીત પણ તેમણે ગાયું:—

ચોથું મંગળ વરતાય, શોભા ઘણેરીરે.
જેવી રામ સીતાની જોડ, શોભા ઘણેરીરે.
જેવી શંકર પારવતી, શોભા ઘણેરીરે.
જેવા રાધાને શ્રી શ્યામ, શોભા ઘણેરીરે.

ઉપર પ્રમાણે ગીત ગાયા પછી ચોથું મંગળ પુરૂં થયું. મંગળફેરા ફરી રહ્યા પછી જેવાં વરકન્યા માંયરામાં બેસવા જાય છે કે તરતજ માંડવામાં ટાંગેલું ઝુમ્મર અકસ્માત એકાએક તૂટી નીચે પડયું! વરકન્યા તરતજ ઉભાં

થઇ ગયાં. માંડવા ઉપરનું કપડું સળગી ઉઠ્યું! અને લોકોમાં હાહાકાર વર્તી રહ્યો. બધા કપડું બુઝાવવા એકઠા થયા અને વરકન્યા ઉભા રહ્યાં.

આ તક સાંધી મનુ પુતળી પાસે ગયો અને તરતજ તેનો જમણો હાથ પકડી ઉભો. ગભરામણમાં આ ખેલ કોણ જાણી કે સમજી શકે! મનુ મનમાં કહેવા લાગ્યો, "કેમ પ્રેમીલાલ! આજે કોણ વર? હું કે તું? પુતળી આજે તારી પત્ની છે કે મારી વ્હાલી છે એનો વિચાર કરી લે! તારી હાજરીમાં હું આજે પુતળીનો હાથ ઝાલી ઉભો રહ્યો છું! પુતળીનો પ્રેમ તારા પર છે કે મારા પર? તને તો લગ્નમાં વિઘ્ન આવ્યું, પણ મને તો લગ્નમાં માલ મળ્યો!" આમ વિચાર કરતાં વળી પાછો હાથ છોડી તે આઘે જઇ ઉભો અને ફરવા લાગ્યો.

આ બાજુ આગ હોલાઇ ગઈ અને વરકન્યા ગોતરજને પગે લાગવા ગયાં. પગે લાગતી વખતે પુતળીએ મનમાં કહ્યું, "માજી મારા મનુને પણ અમર કરજો અને સુખી થાય એમ વરદાન આપજો."

વરકન્યા પગે લાગી બ્હાર નીકળ્યાં, અને ઘરની ડોશીઓને પગે લાગ્યાં.

—(०)—

# પ્રકરણ ૫ મું.

---

## દોહરા.

સતી હોય સતમાં રાજી, એ પણ એક જમાનો છે !
પુતળી જેવી જુઓ જગતમાં, એ પણ એક જમાનો છે !
દોસ્ત થઈને જાનજ આપે, એ પણ એક જમાનો છે !
દોસ્ત કહીને છુરી મારે, એ પણ એક જમાનો છે !
ચડતીમાં ચોસઠ મળતાં, એ પણ એક જમાનો છે !
પડતીમાં કોઇ નહિં આવે, એ પણ એક જમાનો છે !
બની જેન્ટલમેન ફરવા નીકળે, એ પણ એક જમાનો છે !
ખીસા ખાલી હોયે પત્થર, એ પણ એક જમાનો છે !
પાણીનો પુરો આભડ, એ પણ એક જમાનો છે !
નીચ હાથની સોડા પીએ, એ પણ એક જમાનો છે !
ઘરમાં પતિને કદી નહિં પુજે, એ પણ એક જમાનો છે !
લોકોની નિંદાઓ કરવી, એ પણ એક જમાનો છે !
હજામ ભાઈઓ ફેરા ફરતા, એ પણ એક જમાનો છે !
આજ કાલ તો શોપજ નીકળી, એ પણ એક જમાનો છે !
કુળ વધુ થઇ કુળ વધારે, એ પણ એક જમાનો છે !
કુળ વધુ થઇ કુળ સંહારે, એ પણ એક જમાનો છે !

# પુરા બાપનો પ્રકાશ.

આજ કાલ કરતાં પુતળીના લગ્નને બે વર્ષ વીતી ગયાં! છતાં હજુ સંતોષની વાત છે કે પુતળીના પ્રપંચ શરૂ થયા નથી! પરંતુ તેનો સ્વભાવ કંઈ સુધરે એમ તો નહોતુંજ! એક દિવસ પુતળીની નણંદે પુતળીને મ્હેણું મારતાં કહ્યું, "ભાભી! તમારા રૂપને શું રડે અને કર્મને શું ખાય! મારા ભાઇનો જીવ તો ઠારતાં નથી. અને ઝાંઝવાનાં જળથી રાજી થાઓ છો! હવે જરા સમજો! તમે કંઈ નાનાં નથી કે શીખામણ દેવી પડે! પારકા તે પારકાજ ને પોતાના તે પોતાનાજ!"

"નખરાળી નણંદ!" પુતળીએ ગુસ્સામાં ને ગુસ્સામાં કહ્યું, "તમે કેટલા ધણીનાં ઘર માંડયાં તે કહેશો? પારકે ભાણે મોટા લાડુનીજ વાત કરો છો! તમારી એબની લંકા તમારા પગ તળે બળે છે! એ તો હું સજાત મા બાપની દીકરી કે કંઇ બોલતી નથી! તમે જાતે કેટલાં સારાં છો? માબાપને તો કલંક લગાડો છો! મ્હારી ફજેતી કરતાં તમારીજ ફજેતી ન થાય! આ તો 'ડાહી રાંડ સાસરે ન જાય અને ઘેલીને શિખામણ દે!' ઠીક છે વખત આવતાં સૌ માલમ પડશે!"

"બેસ બેસ, ચીબાવલી!" પુતળીની નણંદે ગુસ્સામાં કહ્યું, "એમ નહિ સમજતી! ભૈયાને કહીને હાડકાંજ ભંગાવીશ! એક વાર જવા દઉં છું. જો ફરી પાછું બોલી તો તું તારી વાત સમજ! જા એક વાર જવા દઉં છું!"

"તેને હાથે તમારી એવીજ ગતિ થનાર છે. ભભરામણ શા માટે કરો છો? રાહુના પાણી રહેજ જશે!" આટલું બોલી તે ત્યાંથી ખસી ગઇ અને વિચારવા લાગી, "નણંદ જખ મારે છે, મનુ જીવતો રહેજે અને મને મદદ કરજે!"

આમ વિચારમાં ને વિચારમાં દિવસ વિત્યા જાય છે. પુતળી સુલોચના નણંદના ઘાટ કેમ ઘટવા તે ગોઠવ્યા કરે છે. એક દિવસ પુતળી નાહવા બેઠી હતી, એટલામાં ઘરનો ભૈયો ત્યાં આગળથી જતો હતો. તેની નજર આ સુકોમળ નવયૌવના પર પડી. પુતળીનો નામ પ્રમાણે દેખાવ અને ગુણ જોઇને ભૈયાજીનું તેના તરફ લક્ષ ખેંચાયું. તે જરા થોભી ગયો અને બોલ્યો, "કયું શેઠાણી! કયા કર રહે હો?"

ભૈયાજીને લાગમાં લેવાનો વખત આવેલો જોઇ પુતળીએ પોતાની આંખના ઇશારા કરતાં અને તેના મનનું આકર્ષણ

કરતાં કહ્યું, “ ક્યા તુમ દેખતે નહીં હો, મૈં સ્નાન કર રહી હું ? ”

“ બ્હોત દિલ સાફ કરકે નહના ! ” એમ કહી ભૈયાજીએ હસી દીધું.

પુતળી પણ કંઇ હારી જાય તેમ નહોતી, તેણે પણ સામું હસી દીધું અને કહ્યું, “ ભૈયાજી ! અભી તો તુમ ચલે જાઓ. જબ શેઠ શામકુ બ્હાર જાય; ઔર સુલોચના મંદિરકુ જાવે ઔર ઘરમેં કોઇ ન હો તબ તૂમ મુઝકો મીલના. મત ભૂલના. ”

“ બ્હોત અચ્છા, ” કહી ભૈયાજી પોતાના કામે ગયો.

પુતળી નાહીને પોતાના કામમાં લાગી. ઘડિઆળમાં ચારના ટકોરા. ત્યાં સૌ પોતપોતાના રોજના નિયમ પ્રમાણે બ્હાર ગયા, અને સુલોચના પણ મંદિરે ગઇ. એટલે ભૈયાજીએ પુ.ળી જ્યાં બેઠી હતી, ત્યાં જઇને હસ્તે મોંઢે કહ્યું, “ કયું શેઠાણી, અચ્છે તો હોને ? પહલે કયા કહેતે થે ? મૈં તો આપકા તાબેદાર હું. ” કહી જરા આંખનો ઈશારો કર્યો.

પુતળીએ એને બરાબર શીશામાં ઉતારવાનો વિચાર કરતાં કહ્યું, “ ભૈયાજી, મેરી નણુંદ સુલોચના ઉસ બાતકો ન જાને. અગર જો વો જાનેગી તો મેરા મોત હોગા. ”

"ક્યા કહતે હો, શેઠાણી!" ભૈયાજીએ કહ્યું, "મેં ઉસકી પરવા નહીં રખતા. ઓ ઓરત મેરી સંગ તીન બરસસે મહોબ્બત રખતી હય. કુછ કહવે તો જાનસે માર ડાલુંગા."

પુતળીએ જોયું કે "ઘણી મજબુત બાતમી મળી છે. હવે મારા ધારેલા પાસા પોબાર પડશે!" આમ વિચારી તેણે કહ્યું, "ભૈયાજી! અગર તુમ મેરી સાથ મહોબ્બત રખોગે તો તુમ બ્હોત સુખી હોગા ઓર તુમારા બચ્ચાંભી સુખી હો જાયગા."

"બ્હોત અચ્છા," ભૈયાજીએ ખુશી ખુશી થતાં કહ્યું, "સુલોચના હમરી સંગ બરાબર દીલ ખોલકે બાત કરતી નહીં હય. હમ ઉસકે પાછળભી ફિરતે હય લેકીન વો હમારેસે બેદીલ રહેતી હય. આપ જો મ્હોબત રખોગે તો મેં ઉસકો છોડ દુંગા."

"ભૈયાજી, મહોબ્બત ઇસ તરેહ ન હોગા. પહેલે મેરે કહેને મુજબ કામ કરના પડેગા. લેકીન વો કામમેં ભી તુમકો તો બડા લાભ હોગા."

"અચ્છા, કહો, મેં તાબેદાર હું."

"ઇસ ગીતાજીકા પુસ્તક લો ઓર સોગંદ ખાઓ. તબ મેં બરાબર સમજાઉં."

કામાંધ ભૈયાજીએ કહ્યું, "બહોત અચ્છા ! મૈં સોગંદ ખાનેકુ ભી તૈયાર હું."

પુતળીએ ભૈયાજીના હાથમાં ગીતાજી આપી અને સોગંદ ખવડાવ્યા. બાદ પુતળીએ કહ્યું, "પહેલે ઉસકી મહોબ્બત છોડના. પીછે મેં જો હિકમત બતાઉં ઉસકા ઉપયોગ કરના."

"અચ્છા કહ દો. ભૈયાજીએ કહ્યું, "મગર મેરેકુ દશ હજાર રૂપીઆ દેના ઔર મહોબ્બત ભી રખના. તાબેદાર હુકમ ઉઠાનેકું તૈયાર હય."

"તો સુનો, એ છરા લો. વો લેકર રાતકે વકત જબ સુલોચના નિંદમેં હો તબ ઉસકે કમરેમેં જાના, ઔર સાવધાનીસે ઉસકા ગલા કાટના ઔર ઉસકી બાતમીં કિસીકુભી ન મીલે એસા કરના."

"બહોત અચ્છા," ભૈયાજીએ મનમાં વિચાર કર્યો. "મગર કામ તો સખ્ત હૈ, લેકિન દશ હજાર રૂપૈયા ઔર નાજનીકા પ્યાર મીલેગા." આમ વિચારી પુતળીને કહ્યું, "દેખો શેઠાની, તુમ ગફલતમેં મત રહેના, છુરા મેરી પાસ તૈયાર હૈ. રાતકુ આપ જાગતે રહેના. આજ કે આજહી બના દઉં."

"ઠીક ભૈયાજી, અબ ચલે જાઓ. કોઈ આયગા તો જાન જાયગા. ભૈયો ચાલ્યો ગયો. અને પોતાને કામે વળગ્યો.

પુતળી મનુની રાહ જોતી બેઠી. એટલામાં મનુ ત્યાંથી પસાર થતો હતો તેને ઇસારત કરી બોલાવ્યો અને કહ્યું, "મનુ, એક ઝેરની પડીકી લાવી આપ, પણ તે પડીકી મને પા કલાક (પંદર મીનીટ) માં મળવી જોઇએ. નહિ તો કામ વંઠી જશે. ત્હારા અને મ્હારા પ્યારની આડે આવનારને આજે યમપુરી પહોંચાડવાનાં છે. તાકીદ કર અને લાવ. ભુલતો નહિં."

"બહુ સારૂં. હુમણાંજ લાવું છું," કહી મનુ બજારમાં ગયો અને પોતાની માહિતીવાળો ઝેરી પદાર્થ લઇ આવ્યો. તેને આવતાં ફક્ત પંદર મિનીટજ થઇ હતી. પડીકું આપી પુતળીને રાતના મળવાનું કહી મનુ ચાલતો થયો.

સાંજ પડતાં સહુ બ્હારથી આવ્યાં, અને વાળુ પાણી કીધાં. દશ વાગ્યા સુધી વાતના ગપાટા ચાલ્યા, અને ત્યાર બાદ સૌ પોતપોતાની ઓરડીમાં જઇ સુઇ ગયાં. પુતળી પણ સુઇ ગઇ પણ તેને કંઇ ઉંઘ આવે નહિં; કારણ આજ રોજ ખુની ખેલ ભજવવાનો હોવાથી તેના મનમાં ગભરામણ અને ચટપટી થવા લાગી. પ્રેમીલાલ પણ સુઇ ગયો. ફક્ત પુતળી અને ભૈયાજી બંને જણા જાગ્રત સુતાં છે.

એટલામાં પાસેના ઘડીઆળમાં અઢીનો ટકોરો વાગ્યો. એટલે ભૈયાજીએ ખોંખારો કર્યો. પુતળી તરતજ ચેતી ગઇ.

ભૈયાજી ધીમે રહીને ઉઠયો અને કાળી રાત્રે કેર કરવાને પોતાનો છરો લીધો. હિંમત રાખી તે સુલોચના જે ઓરડામાં સુતી હતી ત્યાં ધીમેથી ગયો. ભૈયાજીને રસ્તો શોધવો પડે એમ ન હતું. તે તો દરરોજનો જાણીતો હતો.

અંદર જઇ ચત્તી સુતેલી સુલોચનાની છાતી પર પગ ટેકવી એકદમ તેનું ગળું દાબી દીધું, અને તેના પર ઘાતકી હુમલો કર્યો. પાસે રાખેલો છરો ગળાની આરપાર ઘોંચી દીધો અને તરત લોહીની ધારાઓ વહેવા માંડી. સુલોચનાનો પ્રાણ નીકળી ગયો! બાદ હુકમ પ્રમાણે ભૈયાજીએ તેની જીભ પણ કાપી નાંખી.

આ બધું પુતળી એક નજરે જોયા કરતી હતી. ઘાના ખટકા થયા પછી તેના મનનો ખટકો શાંત થયો! આ બધું જોઇ પુતળીના જીવને ઠંડક વળી! અને મનમાં કહેવા લાગી, "હાશ, સુલોચના! તેં જે જીભે મને મ્હેણું માર્યું હતું, તેજ જીભ તારા માનીતા ભૈયાને હાથે કપાવી તને રામશરણ પહોંચાડી દીધી! આ જીભેજ તારો જાન લેવડાવ્યો છે અને તે જીવ પણ ત્હારા વ્હાલાએજ લીધો છે! મેં પણ નજરેનજર જોયું છે. આ ભવમાં તો મળી, પણ આવતા ભવમાં રખે મળતી!"

આ પ્રમાણે મનમાં વિચાર કરી રહ્યા પછી પુતળીએ

ભૈયાજીને ઈશારત કરી, અને તરત ભૈયાજીએ હાથ ધોઈ નાંખ્યા. પુતળીએ તેને ઝેરવાળા એક શેર દુધનો લોટો આપ્યો, લોટો આપતા પુતળીએ ભૈયાજીને કહ્યું, "ધીરા પડો, શાંત થાઓ, હાંફો નહિ, આ દુધ પીઓ અને ટટાર થાઓ, અને પછી આપણે મોજમઝા ઉડાવીએ !"

"વાહ, મેરી દિલોજાન, બ્હોત અચ્છી ગોઠવન કીયા હૈ" કહી ભૈયાજી પેલું ઝેરવાળું દુધ ગટગટાવી ગયાં.

બે ચાર મિનીટમાં ભૈયાજી ડોલા ખાવા લાગ્યા, અને દરેક મિનીટમાં નાલાયકના પ્યારમાં ફસાઈ, ખોટાં કામ કરી, દેહ છોડી પ્રભુના દરબારમાં પહોંચી ગયા.

પુતળી મનમાં ખુશ થઈ પોતાના મનને કહેવા લાગી, "સહવારે ફસાવવાનું તો છેજ નહિ; કારણ કે ખુની અને ખુન હાજરજ છે."

તરતજ મનુ આવી પહોંચ્યો અને બારણું ઉઘાડી તેને અંધારા ઓરડાનો દેર બતાવ્યો. અને કહ્યું, "મનુ આ ભૈયાજીને ઉંચકીને સુલોચના પાસે સુવાડીયે કે શંકાનું કારણુજ ન રહે!"

બંને જણાએ ભૈયાજીના મૃત શરીરને સુલોચનાની પાસે મુક્યું. અને છરો પણ ત્યાં ગોઠવી દીધો. પછી બંને જણા બ્હાર આવી બેઠા.

પુતળી અને મનુ બંને જણા વાતના ગપાટા મારવા લાગ્યાં. વાતમાં ને વાતમાં પુતળીએ મનુને કહ્યું " કેમ મનુ વચમાં કાંટો નડતો હતો તે કેવી યુક્તિથી કાઢયો! આ દુનિયામાં તારા ને મારા જેવાં ઘણાંજ થોડા હશે. હવે તું ચાલ્યો જા, એટલે બારણું બંધ કરી દઉં."

આ સાંભળી મનુ ચાલતો થયો, અને પુતળી બારણું બંધ કરી સુઇ ગઇ.

સહવાર પડતાં શેઠ અને ઘરના સઘળા માણસો ઉઠયાં. છેવટે પુતળી પણ મોડેથી ઉઠી. પણ અત્યાર સુધી સુલોચના ઉઠેલી ન હોવાથી તેને જગાડવા જતાં સુલોચના અને ભૈયાને સાથે સુતેલા જોયા. સુલોચનાનું ખુન થયલું માલમ પડયું.

સુલોચનાના આ ખુનની હકીકત આખા શાહેરમાં ફેલાઈ ગઇ. ઘરમાં તો રડારોળ ચાલી. અને પુતળી પણ સાથે ખોટો ઢોંગ કરી રડવા લાગી. ફોજદાર અને સિપાઇઓ પંચકયાસ કરવા આવ્યા, અને પેપરવાળાઓ પણ રીપોર્ટ લેવા આવ્યા.

પંચકયાસ થયો, અને તેમાં ભૈયાજીએ બદદાનત કરવા બદલ જીવ લીધો એમ લખાયું. ભૈયાજીને તો પોલીસે ગાડામાં લઈ જઈ દટાવી દીધો, અને સુલોચનાના મૃત શરીરને પણ સગાંવહાલાં તરફથી બાળી નાંખવામાં આવ્યું.

આ તરફ ઉઠમણું થયું, અને લક્ષ્મીલાલને દિલાસો દેવા સગાંવ્હાલાંઓ અને ઓળખીતાઓ વગેરે અવારનવાર આવવા લાગ્યાં. આણી તરફ પૂતળી પણ પુરેપુરો વેશ ભજવવા લાગી. રોવા કુટવામાં તે એવો તો અભિનય બતાવવા લાગી કે કોઇને પણ તેના ઉપર શક લાવવાનું કારણ મળેજ નહિ. ખરૂં કહ્યું છે કે " દગલબાજ દુગા નમે !" એ કહેવત પૂતળીને અક્ષરસઃ લાગુ પડતી હતી. આમ કરતાં સૂલોચનાના અકાળ મૃત્યુને પણ દસ બાર દિવસ વિતી ગયા, અને તે ખુનના સમાચાર દરેકે દરેક વર્તમાન પત્રમાં પ્રસિદ્ધ થવાથી લક્ષ્મીલાલનું નામ જગઆશકારા થઇ ગયું.

આવી રીતે દીવસ ઉપર દિવસ જવા લાગ્યા. આ અરસામાં મનુ અને પૂતળી પણ પોતાના મનમાં અનેક પ્રકારના ઘાટ ઘડવા લાગ્યાં. પૂતળીએ મનુને કહ્યું, " જોયુ મનુ! કેવી ખુબીથી વચમાંથી કાંટો કહાડ્યો અને તે કાંટો કહાડનારનો પણ કેવી ખુબીથી નાશ કર્યો ! તારો પણ રોજનો ડર હવે તો દૂર થયો ને ? હવે તને આવવા જવામાં કોઇ બાતની હરકત કે ડર નથી. સસરાજી અને સાસુજી પણ આ બનાવથી અર્ધમૂઆં જેવાં થઈ ગયાં છે અને તેઓ હવે વધુ વખત આડખીલ કરવા રહે એમ મને તો લાગતું

નથી. માટે જો તું મારા કહ્યાપર રહીશ, અને હરેક રીતે મને સંતોષ આપીશ, તો ભવિષ્યમાં તે તને ફાયદાકર્તાજ થઇ પડશે."

મનુએ કહ્યું:—"હું કોઇપણ રીતે તારા કહ્યા બહાર નથી એની તારા મનને ખાત્રી રાખજે. અરધી રાત્રે ગમે તેવા જોખમનું કામ બતાવીશ તો આ સેવક તે બજાવવા સદા તૈયારજ છે."

"ઠીક છે. હું પણ જાણું છું કે:—

સૌના મ્હોપર મુછ છે, સૌના શિરપર પાઘ.
વખત આવે જણાય છે, બકરી છે કે વાઘ.

માટે વખત આવશે, ત્યારે બધું માલમ પડશે." કહી પુતળી અંદરના ઓરડામાં ચાલી ગઈ, અને મનુ પણ ઘેર ચાલી ગયો.

આ બાજુ લક્ષ્મીલાલ શેઠ શોકમાં અને ચિંતામાં દિવસે દિવસે ગળાતા જાય છે. તેમનું શરીર પણ સુકાતું જાય છે. એક દિવસ કર્મલાલ શેઠ તેને ત્યાં આવી પહોંચ્યા. લક્ષ્મીલાલનો ચ્હેરો જોઇ કર્નલાલે કહ્યું, "શેઠ શા માટે ચિંતા કરો છો! આપણે બધા થોડા દિવસ જાત્રાએ જઇએ, જેથી સર્વને ગમે અને તમારી તબીયત પણ સારી થાય!"

"હા મારી પણ એવીજ મરજી છે. પરન્તુ કામકાજ પ્રેમીલાલ અને પુતળી સંભાળશે. બોલો ક્યારે જવા વિચાર છે?"

"બધા નક્કી કરે ત્યારે," લક્ષ્મીલાલે સર્વને કહ્યું, "તમે હવે દિવસ નક્કી કરો." આખરે કેટલીક વાતચીત થયા પછી બીજે દિવસે જવાનું નક્કી કર્યું, અને ગાંસડા પોટલાં બાંધી એક ગાડી મંગાવી તેમાં બેસી સ્ટેશન તરફ જવા માંડ્યું.

રસ્તામાં જબરાં શુકન થયા! એક લાકડાનું ભરેલું ગાડું આડું ઉતર્યું. તે જોઇ પુતળી બોલી ઉઠી, "પ્રભુ આ બધાને લાકડાં ભેગાં કરજો. એથીજ મારી ધારેલી ઇચ્છા પાર પડશે; કારણ કે:—

॥ मनुष्य इच्छा समो नास्ति, देव इच्छा प्रवर्तते ॥

"દેવની ઇચ્છા મ્હારા પર મહેરબાન છે, માટે તે મારા પર સીધીજ ઉતરશે અને તે મ્હારા લાભમાંજ ઉતરશે!"

ગાડીમાં બેસી સૌ સ્ટેશન પર ગયાં, અને ટિકીટ લઇ ગાડીમાં બેઠાં. ગાડી જવાનો વખત થયો. સ્ટેશન પર ઘંટા થયા, અને ગાડી ઉપડી. મુકવા આવેલા સૌ ઘેર પાછા ફર્યા.

આ જાત્રાળુઓ એક મે જગ્યાએ ફરી આનંદથી ચાલ્યા જવા આગબોટમાં બેઠા. પ્રભુની લીલાનો કોણ પાર પામે! દરીયામાં તોફાન થયું અને નૌકા ડોલવા લાગી! સુકાનીએ ચતુરાઇથી આગબોટ ચલાવવા માંડી, પરંતુ આગબોટ વધારે ને વધારે ડોલા અને ઝોકા ખાવા લાગી! અંદર બેઠેલા સર્વ પુરૂષો અને સ્ત્રીઓ ગભરાવા લાગ્યાં! કેટલાક બોંબાટ અને કોલાહલ કરવા લાગ્યાં! તો કેટલાક રડવા કકળવા અને ઈશ્વરની બંદગી કરવા લાગ્યાં!

આખરે આગબોટ ભર દરિયે અદ્રશ્ય થઇ ગઇ! આ દુનીયા છોડી સર્વે બીજી દુનીયામાં ચાલ્યા ગયાં! એ બાબતના માઠા સમાચાર વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા! પ્રેમીલાલનું આખું કુટુંબ નાશ પામ્યું!

આ દુ:ખી અને દીલગીરીભરેલા માઠા સમાચાર પ્રેમીલાલને મળ્યા અને તે સાંભળતાં વારજ તેનું હૈયું ભરાઇ આવ્યું, અને પોકેપોક મુકી રડયા! સ્નાન કર્યાં અને રડવા કુટવાનું પણ ચાલું થયું!

દરેક ધર્મમાં દરેક ધર્મના ફરમાન મુજબ મરણ ક્રિયા કરવી પડે છે. એ બંધન આપણા હિંદુ શાસ્ત્રમાં પણ છે. પ્રેમીલાલ પણ એ દિવસ આવતાં ધર્મ ક્રિયા વિધી સહિત કરી, પિતૃઋણમાંથી મુક્ત થયો.

સંસારની સઘળી ઉપાધી માથે આવી પડી! દિવસે દિવસે શરીર સુકાતું ચાલ્યું! અને ઘરમાં થયલા ખુન અને અને વડિલોના અકાળ મૃત્યુનો ચિતાર પ્રેમીલાલના હૃદયમાં ક્ષણે ક્ષણે ખડો થવા લાગ્યો! આ બધી ચિંતાઓથી તેનું શરીર લથડયું!

પુતળી પણ મનમાં વિચાર કરે છે, "આ રૂપીઓ હવે ખોટો ઠેરવવાનો છે. પછી જરૂર સ્વતંત્ર થઈશું, અને મનુ સાથે મોજમઝા ઉડાવીશું. બધા તો એક લગ્ન કરે છે, પણ મેં તો બે લગ્ન કર્યાં! દેહલગ્નના પતિનો નાશ થાય તેની મને ફિકર નથી, પણ પ્રેમલગ્નનો પતિ મનુ જીવતો છે, ત્યાં સુધી મારા મનને નિરાંત છે! પ્રેમી-લાલનું ગમે તે થાય, પણ હું તો આ દુનિયાનો વૈભવ ભોગવીશ; કારણ કે 'વર મરો કે કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો' એ કહેતી અનુસાર હું તો મારે ફાલી ફૂલીનેજ રહીશ." આવા આવા તરંગોમાં પુતળીએ આખો દિવસ પસાર કર્યો.

રાત્રી પડતાં વાળુપાણી થયા, અને પ્રેમીલાલ તથા પુતળી બંને જણા કેટલોક વખત વાતચીત કરી પોતાના સુવાના ઓરડામાં ગયા, અને વાતના ગપાટા મારતાં નિદ્રાવશ થયા.

મધ્ય રાત્રે એક ભયંકર બનાવ બન્યો! ભૂત બાકુલીના બે શખ્સો આવ્યા અને ઉંઘમાં પડેલા બંને જણને ચાબુકે ચાબુકે મારવા માંડયા! બરાડા પાડે, પણ આંખો ઉઘડે નહિ! આ ચાબુકના સપાટા પણ સંભળાયા!

કેટલીક વારે જેમ તેમ કરી આંખ ઉઘાડી, પુતળીએ જોયું તો ઓરડામાં કોઇ ન મળે! થોડી વારે ઠેકા પડવા લાગ્યા! પરંતુ તે પણ ક્યાંથી આવતા હતા તે માલમ પડયું નહિ! બંને જણા ગભરાવા લાગ્યા! આખરે પ્રેમીલાલ એકદમ ઉભો થઇ હાથમાં એક ડાંગ લઇ ઉઠયો, અને ફેરા ખાવા લાગ્યો. પણ તરત તો કોઇજ દેખાયું નહિ!

પાંચ દશ મિનીટમાં બાજુના ઓરડામાં કંઈક પ્રકાશ દેખાયો! તરતજ બંને જણાએ ચમકીને એક નિશાથી જોવા માંડયું તો ભઇયાને હાથમાં ચપ્પુ લઇને ઉભેલો જોયો, અને સાથે સુલોચનાને પણ દીઠી! ઘડીમાં અંધારૂં તો ઘડીમાં અજવાળુ થવા લાગ્યું! અંધારામાં કશું દેખાતું નહિં, પરંતુ પ્રકાશ થતાં પેલા બે વિકાળ પુતળા નજરે પડતાં.

આ જોતાં પ્રેમીલાલ તો ગભરાઇ ગયો! તેની છાતી ગભરામણથી બંધ પડવા લાગી! અને બેભાન થઇ પડયો!

પુતળી પણ ભયભિત થઈ આશ્ચર્ય પામવા લાગી. મનમાં વિચાર કરે છે "ખરેખર આ બે વ્યક્તિનો મેં જીવ લીધો અને તેથીજ એ બે વ્યક્તિઓ આજ રોજ મને ત્રાસ આપે છે. ઠીક પણ ડરવાનું શું છે? એ શું કરનાર છે?"

એટલામાં સામેની બે વ્યક્તિ, જેમાં એક ભઈયો હતો તેણે ગુસ્સામાં કહ્યું, "એ જાલીમ ઓરત! જીસ તનસે મુજકો ફસાકે ઇસ પ્રેત યોનીમાં દાખલ કીયા, ઉસ તનકા મેં ભી વોહી હાલ કરૂંગા."

તરતજ બીજી વ્યક્તિ સુલોચના પુતળીને કહેવા લાગી, "કુળને લજાવનાર, ઘાતકી, મહાપાપી અને ચાંડાળથી પણ હજારો દરજ્જે હલકી પુતળી! તારા પણ કેવા હાલ થાય છે તે તું જોઇ લેજે તારી નાલાયકીથીજ મારે ડાકણ થઈ ભટકવું પડે છે. અને મ્હારી અસદ્દગતિ થઇ છે! પણ યાદ રાખજે કે ખુનનો બદલો ખુન! અને ઝેરનો બદલો ઝેર! નિર્દોષના જાન લેવાથી તારા કેવા હાલ થાય છે એ તું જોઈ લેજે" આમ કહી સુલોચનાએ તરતજ તેનાપર એક છરો ફેંક્યો, પણ નસીબ જોગે તે આઘો પડ્યો!

પુતળી એકદમ ગભરાઇને નાશવા લાગી, પરંતુ હિંમત રાખી તે ફરી પાછી તેની સામે ઉભી રહી ધીમેથી બોલવા

લાગી, "તમે પ્રેત છો, બલા છો, પણ હું ભુવાનો ધંધો જાણુવાવાળી ભૂવી છું. મંત્રના પ્રતાપે તમો બે જણાને ઉભાને ઉભા સળગાવી દઈશ, માટે એકદમ અલોપ થઇ જાઓ નહિં તો બુરી દશા થશે."

તરતજ ઘડિયાળમાં બારના ટકોરા થયા. અને પેલી બે વ્યક્તિઓ ગુમ થઇ ગઇ. થોડી વારે પ્રેમીલાલ ઉઠયો, પરંતુ તે ગભરાયલો હતો. પુતળીએ કહ્યું "શામાટે ગભરાઓ છો! આપણે જમીને બંગલે રહેવા ચાલ્યા જઇશું. તેઓ પછી શું કરનાર છે? જરા પણ ગભરાશો નહિ."

સ્હવાર પડતાં, ઝટપટ કામકાજથી પરવારી, જમીને બંને જણા બંગલે જવા તૈયાર થયાં. એટલામાં મનુ આવી પહોંચ્યો. રાતની બનેલી વાત મનુને પુતળીએ કહી સંભળાવી અને કહ્યું કે "જો તારે જોવું હોય તો આજે રાત્રે અત્રે સુઈ રહેજે. અમે તો આજે અમારા 'બુલબુલ' બાગના બંગલામાં જઇએ છીએ."

"ગભરાશો નહિં" મનુએ હિંમતથી કહ્યું "તમને એ ત્રણ દહાડે મળી જઇશ."

પુતળી મનમાં વિચાર કરે છે "મનુ તું ન આવશે, તો કયાં છુપાઇ જનાર છે! દેહલગ્નના પતિની સાથે

પ્રેમલગ્નનો પતિ તો હાજરજ જોઇએ, કારણ મન જાણે પાપ, ને મા જાણે બાપ" આ પ્રમાણે વિચાર કરી રહેતાં તે જમી રહી. તેણે મનુને કહ્યું "અમે હવે જમી રહ્યા છીએ માટે તું ગાડી લઈ આવ. અમે તેમાં બેસીને જઈશું, માણસ પાછળ સરસામન લઈને આવશે."

આ સાંભળી મનુ ગાડી લેવા ગયો. ગાડી આવી અને બંને જણાએ પોતપોતાના કપડાલત્તા અને દાગીનાના પોટલા લઇ ગાડીમાં બેસવા માંડ્યું.

ગાડીમાં બેઠા એટલે એક પડોસણ હાથમાં સળગતી સગડી લઇ આડી ઉતરી! ગાડીવાળાએ ગાડી હાંકી. પુતળીએ વિચાર્યું "શુકન પણ સારા થયાં! સળગતી સગડીના શુકન થયા, એટલે પ્રેમીલાલ તો બંગલેજ કુંકાઇ જવાનો છે."

મનુએ પણ વિચાર કર્યો, "શુકન તો મારા લાભના છે. જ્યારે પ્રેમીલાલની ચિતા ખડકાશે, ત્યારેજ મારા જીવને ચોવીસ કલાકનું સુખ થશે."

ગાડી બંગલે જઇ પહોંચી બંને જણા બંગલો ઉઘાડી અંદર ગયા, અને દરેક બાબતની ગોઠવણ કરવા લાગ્યા. મનુ પણ રાત પડી એટલે પ્રેમીલાલ અને પુતળીના મકાનમાં સુતો. મધ્ય રાત્રે આગલી રાત મુજબજ

અન્નુ'! મનુ સાધારણ ઉંઘમાં હતો, એટલામાં તેને ફટકા પડવા લાગ્યાં! મોંઢાપર મૂત્રની ભરેલી ઠીબ પડી! મનુ અભરાયો અને ઉઠી મોં લુછવા લાગ્યો! આમ તેમ જોયું, પણ કંઇ જણાયું નહિ. એક બાજુપર તે જાગતો બેઠો.

એટલામાં એકદમ સામે કંઈક પ્રકાશ થયો! મનુએ ધારી ધારીને જોયું તો પ્રકાશ વારંવાર અદ્રશ્ય થતો અને વળી પાછો દેખાતો, આ પ્રમાણે બે ત્રણ વાર થયું, અને તરત પેલી બે ક્રોધી અને વિકરાળ વ્યક્તિઓ દેખાઈ! મનુ તેમને જોઇને ભ્હાવરો થઇ ગયો! અને તેની છાતી ધડકવા લાગી!

તરતજ તેમાંની એક વ્યક્તિ, જે ભઇયો હતો તે બોલ્યો " અય બદમાશ મદ' મેરા હાલ એક ઓરત કે લીયે એસા કિયા! મેરા જાન લીયા! મેરી અસદગતિ હુઈ! ઓર મેં ભટકતા હો ગયા! મેં તેરેકુ કભી નહિ છોડેગા." આ પ્રમાણે દાંત કચકચાવી તેણે અનેક શબ્દો કહ્યા. મનુ ગભરાઈ ગયો અને તેની છાતી ધબકવા લાગી. ભઇયો બોલતો બંધ થયો એટલે મનુને શાંતિ વળી, પરંતુ બીજી વ્યકતિ સુશીલાના પણ તરત બોલી ઉઠી " ઓ કાળા કર્મના કરનાર, ભોળાને ભમાવનાર પાપી, નિર્દોષના જાન લેવામાં મદદ કરનાર જાલીમ, સુખી કુટુંબ પર આફતનું મહાન

વાદળ વરસાવનાર ખુની, મનુષ્યના દેહમાંથી દુષ્ટ અશા-ન્તિ કરનાર દુષ્ટ ચાંડાળ અને પાપી પ્યારના પાપી પુતળા હું તને કદી છોડનાર નથી.” કહી સુલોચના તેમજ હૈયાએ બારીનો કાચ ભાંગી તે મનુના શરીર પર નાંખ્યો. તરતજ તે તેને વાગ્યો અને પુષ્કળ લોહીની ધારા વહેવા માંડી! મનુ બેભાન થઇ જમીન પર પડયો!

સ્હવાર પડતાં મનુ જાગ્યો અને જોયું તો પેલી રાતની બે વ્યકતીઓ ગુમ થયેલી જણાઈ. તરતજ ઉઠીને મનુ ઘેર ગયો, અને જમીને પ્રેમીલાલને બંગલે તેઓને મળવા ગયો. પ્રેમીલાલ તથા પુતળીએ મનુને જોઈ પુછ્યું “કેમ મનુ શા હાલ થયા? સ્વાદ ચાખ્યો કે અધુરો રહ્યો? ત્રણમાં કોઇ પણ બાકી રહેવું જોઈએ નહિ! કહો કહો! શું કહો છો! ગભરાઓ છો; શા માટે? કહેવાનું હોય તે કહી નાંખો.”

મનુ ગભરાતો કહેવા લાગ્યો “શું કહું! જે હાલ તમારાં તેજ મારા! હું કંઇ પહેરામણીમાંથી બાકી રહું એમ નથી. આ જુઓ” કહી મનુએ કાચ ભોંકાવાથી પડેલા ઘા બતાવ્યા.

પુતળી તરતજ ઘા જોતાં બોલી ઉઠી “અરર! આ શું! અમે ભાગ્યશાળી કે અમે બચ્યા! તમે અકર્મી કે

ફસ્યા ! અરે ! શુળીનું વિઘ્ન કાંટે ગયું ! આપણને ડર નથી. એ ઘરને વેચી નાંખીશું. એ કપટી નણંદે જીવતાં પણ દુઃખ દીધું, અને મરણ પછી પણ દુઃખ દેવા માંડયું છે ! તું તારે અત્રે રહેજે. આ બંગલો કાંઈ ગોઝારો નથી.”

એટલામાં પ્રેમીલાલ બહાર બગીચામાં ફરવા નીકળ્યા. મનુએ કહ્યું, “પુતળી, આ જીંદગીમાં તેં ને મ્હેં પાપ કરવામાં કશી કસર રાખી નથી. પાપ કરતાં પણ બરાબર દુખ થયું નહીં. જ્યાં સુધી આ પ્રેમીલાલ જીવે છે, ત્યાં સુધી આપણાથી નિર્ભયપણે વર્તાય એમ નથી. તેમજ એ ક્યારે મરશે તે પણ કહી શકાય નહીં. એ દુઃખી થાય છે અને આપણે પણ દુઃખી થઇએ છીએ. તેના કરતાં હું કહું તેમ કર. કારણ કે નવ્વાણું ત્યાં પુરા સો. હવે બાકી શા માટે રાખવું !

પુતળીએ કહ્યું. “કહો.”

“સાંભળ. એ બિમાર છે તેથી આપણે સાથે આવે એમ નથી. માટે આજે રાતના વાળુ વખતે ખાવામાં એનો મસાલો વાટી નાંખો, કે આખી જીંદગીની ત્હારે ને મ્હારે પિડા ટળી !”

“બહુ સારૂં, તે દિવસ જેવું પડીકું લાવો. અને આજેને આજે થાટ ગોઠવું.”

"હમણાં શહેરમાં જઇને તે લઈ આવું." કહી મનુ પ્રેમીલાલ પાસે ગયો અને કહ્યુ, "ભાઈ હમણાં શહેરમાં જઇ આવું છું. ઘરનો બંદોબસ્ત કરવાનો છે."

"વારૂ ભાઈ પણ વાળુપાણી પહેલા આવજો." પ્રેમીલાલે કહ્યું.

"વારૂ" કહી મનુ શહેરમાં ગયો. વાહ પ્રેમીલાલ કવિના લખ્યા પ્રમાણે ર્હેરૂં તો થયું!

એક દીન શ્રી કૃષ્ણ, આધી રાત ગોકુલ ગયે.
એક દીન કંસકો પછાડે, એક છીનમેં.
એક દીન અર્જુનકી, ભારત મેં વિજય હુઇ.
એક દીન બિહોને, લુંટ લીઓ બનમેં.
એક દીન રાવણે, ચૌદ લોક બશ કીએ.
એક દીન હરોશીશ, કટે ફીરે બનમેં.
બૈતાલ કહે બિક્રમ સુન, મનુષ્યકી ચલત કહા.
દિન કરકી તીનદશા, હોતી હૈ એક દીનમેં.

એજ પ્રમાણે પ્રેમીલાલના પણ હાલ થયા, મનુ થોડી વારમાં ઝેરનું પડીકું અને મોજની બાટલી લઇને આવ્યો. ખાવાના અડધા કલાક અગાઉ પુતળીને પેલી પડીકી આપી. અને પુતળીએ તે પડીકી પ્રેમીલાલના ખાવાના દુધમાં નાંખી.

બંને જણા વાળુ કરવા બેઠા. ટુંક વખતમાં જમી રહ્યા. થોડીવારમાં પ્રેમીલાલને ઝેર ચઢવા માંડ્યું. તે પલંગ પર સુતો. સ્હેજ વારપછી બિચારો નિર્દોષ પ્રેમીલાલ રામશરણ થયો, અને આ ફાની દુનિયાથી છુટો પડયો!

બાદ પુતળીએ કહ્યું "હવે આને ઠેકાણે પાડો."

"હમણાં રાતનો વખત છે. માટે પડી રહેવા દો." મનુએ કહ્યું, "સ્હવાર પડશે ત્યારે બધું થઇ રહેશે; કારણ કે હમણાં આપણે બેજ જણ છીએ. અને આ કામમાં બીજા માણસની જરૂર. તેથી એ તો સ્હવાર પર મુલતવી. બસ હવે ડર કોનો છે. આજથીજ આપણો દિવસ ફેરવાયો! તેથી એના સામું નજર નહીં કરતાં, આખી રાત મોજ ઉડાવો." કહી જ્યાં પ્રેમીલાલની લાસ પડી હતી, ત્યાં આગળ મનુએ દારૂની બાટલી ફોડી, અને પુતળીને કહ્યું "દીલજાન બસ આ પ્રેમનો પ્યાલો લે, અને મને પણ તારા કમળ સરખા હાથથી પીવડાવ; કારણ આ પાપી તો ફાની દુનિયા છોડી બીજી દુનિયામાં ગયો છે. હવે આપણે બંન્ને જણ વૈભવ ભોગવવાને પુરા ભાગ્યશાળી રહ્યા છીએ, માટે ખુશ દીલથી લે અને મનમાં સ્થાન કરી બેઠેલા મનુને પણ આપ." એમ કહી ખોલેલી બાટલીમાંથી એક

ઔંસ દારૂ પાણી સાથે મેળવી પુતળીને પોતાના હાથે પીવડાવતાં તે બોલવા લાગ્યો :–

ધણી બોલાવે ત્યારે માંદી પડી,
યાર બોલાવે ત્યારે દોડા દોડી!
મનુની સંગમાં પ્રીતિ જોડી,
મોજની વાતોમાં સમજ થોડી.
હવે થઈ છે રાત ઘણી મોડી,
દારૂની બાટલી હાથેજ ફોડી.
પ્રેમી તો પ્રેમને મૂકે છોડી,
કીસે વ્હાલી તું કાઢી ઘોડી!

આમ ગીત ગાતાં ગાતાં મનુએ પુતળીને પીવડાવ્યો અને કહ્યું, "હવે રસીલી તમારા હાથથી થવા દો. કે આ પ્યાસી કાળજું શાંત થાય અને મન ખુશમાં રહે" તરતજ એક ઔંસ દારૂ પાણીમાં મેળવી પુતળીએ પણ પોતાને હાથે પાવા માંડયો અને કહયું :–

પ્રેમની વાતો સાંભળ થોડી,
પુતળીના સંગમાં પ્રીતી જોડી.
રસીલી રહી છે રસમાં દોડી,
ભાગ્યશાળી સંગ બાટલી ફોડી,

તરતજ મનુ દારૂ ગટગટાવી ગયો અને લ્હેરમાં ડોલવા લાગ્યો. દારૂની લ્હેરમાં તે બોલ્યો :–

" બીડી ને ખાતર જોઇએ કાંડી.
પ્રેમને ખાતર જોઇએ બ્રાન્ડી "

" કેમ મનુ આંખોમાં કેવો બહાર આવે છે ! બસ, અહીં સ્વર્ગ પણ રદ છે, અને આજની મોજ પણ હદ છે ! ગભરાતા નહીં તીજોરીમાં પૈસા પણ નગદ છે. મારા દીલના દીલદાર તમે ફરીથી દારૂનું એક ગ્લાસ લ્યો. જરૂર લો. તમને મ્હારા સોગંદ છે "

આમ અવારનવાર બંન્ને જણ દારૂ લેતા જાય અને ડોલતાં જાય, થોડી વારમાં બંન્ને જણા નિશાના બહારમાં બેભાન થઇ પડયા, અને ઘસઘસાટ નસકોરાં બોલવા લાગ્યા.

સહુવાર પડતાં બંન્ને જણ જાગ્યા. તરતજ દાતણ કર્યા પછી કોફી બનાવી અને તે પીધી. બાદ પુતળીએ મનુને કહ્યું " કેમ મનુ ! મુડદા આગળ દારૂ પીધો ! મઝા ઉડાવી ! અને બાકી કોફી રહી હતી તેને પણ ઇન્સાફ આપ્યો ! હવે આ અભાગી હાડપિંજરને અત્રે રાખી શહેરમાં આપણે ઘેર જઇ બધું સાચવી આવીએ, તે પછી મુઆની કહેણ કહાવીએ તો સારૂં, નહીં તો વળી કોઇ

પિતરાઈ કે હિસ્સેદાર ઉભો થશે તો જરૂર દુઃખ દેશે; માટે પાડોશના બંગલામાં રહેનાર વજેશંકર ભટ્ટને આ મુડદું સાચવવાનું સોંપી આપવું ચાલ્યા જઈએ "

પાપીને પાપ જાળ પાથરતાં આવડતી હતી, એટલે તેણે પોતાના પડોશી વજેશંકરને કહ્યું "કાકાજી જરા તમારા દીકરાને જોતાં રહેજો. હું એમને માટે દવા દારૂનો બંદોબસ્ત કરવા શહેરમાં જાઉં છું."

"વારૂ બેટા!" ભોળા મનના બમેરી, ગંજેરી વજેશંકરે કહ્યું "જા પણ વ્હેલી આવજે"

તરતજ પુતળી અને મનુ ગાડીમાં બેઠા, અને શહેર તરફ વિદાય થયા.

શહેરમાં આવી પુતળી પૈસા, તિજોરી વિગેરેનો બરોબર કબજો કરી, હસ્તે મોંઢે પાડોશી સાથે વાતો કરવા લાગી.

આ તરફ પુતળીના જવાને અડધો પોણો કલાક વિતી જવાથી, વજેશંકર પ્રેમીલાલની ખબર કહાડવા બંગલામાં ગયો, અને જોયું તો નજરે નજર તેને મોતને વશ જોયો! ભોળા દિલના વજેશંકરે કલ્પાંત કરવા માંડયું, "અરેરે! પ્રભુ જે માણસની સેવામાં હજારો દાસ દાસીઓ, તે માણસના અંતકાળ વખતે કોઈ નહીં! જે દિવસમાં ત્રણ વાર અત્તર

ગુલાબના પાણીથી ન્હાવાવાળો, તેને મરતી વખતે ટીપુ પાણી પણ નહીં! જેને પંખો નાંખવાને ચાર ચાર માણસ હાજર રહે, તેને બિછાનું શરણું પણ જોનાર નહીં! ક્યા આ બાપનો દીકરો! કોને ઘેર! રાજ્ય વૈભવ! અરેરેરે! આખરે તેની આ દશા!" આમ બોલતાં તે રડતો જાય, અને છાતી માથાં કુટતો જાય! થોડી વાર પછી તેણે પોતાને ત્યાંથી પાણી લાવી, સબને નવાડયું, અને ગાયના છાણનો ચોકો કરી તે પર સુવાડયું. પોતાની પિછોડી તેના પર ઓઢાડી દીધી. બાદ વજેશંકરે એક માણસને પુતળીનું સરનામું આપી તેને શહેરમાં તેડવા મોકલ્યો, અને લગભગ દોઢેક કલાક પછી પાપી પુતળી અને મનુ ત્યાં આવી પહોંચ્યા.

આવતાં વારજ પુતળીએ વજેશંકર મહારાજના દેખતાં રડવા માંડયું "હાય હાય ભાગ્યજી મને વિયોગી રાખી તમે તો ચાલ્યા! તમારા વિના મને કેમ ચાલશે! હું રાંકડીનું હવે કોણ બેલી!" એમ ધ્રુસકો મૂકી ખોટું રડવા લાગી. મનુએ તેને કહ્યું "ગભરાતી નહીં. કાંઇ ગયું નથી. બધુંજ હાજર છે. હમણાં ન્યાતવાળા આવશે."

એટલામાં ન્યાતના બીજા માણસો વાંસ દોરડી લઇ આવી પહોંચ્યા. તેના બધાના આગળ પુતળીએ બરાબર નાટક

ભજવવા માંડયો, અને મોટેથી રડતાં બોલી "અરે, મને પણ સાથે લેતા જજો. તમારા વગર ખાવાનું કેમ ભાવશે! બે ઘડી વાતો કોણ કરશે! વહાલી કહી કોણ બોલાવશે!" પાસે ઉભેલો મનુ મનમાં બોલવા લાગ્યો "બધુંજ આ તારો યાર પુરૂં કરશે, મોજ ઉડાવશે, ને નહીં જોયલા દેખાવો તને બતાવી રાજી રાખશે. બસ નાટક પૂરેપૂરો ભજવી લે"

એટલામાં તો ઠાઠડી બંધાઇ, અને સ્મશાન તરફ રામનું નામ બોલતાં ડાઘુઓ ઠાઠડી લઇ ચાલ્યા. પુતળી છાતી કુટે પણ છાતીમાં ફુલ જેટલું પણ લાગે નહીં! કેમે કર્યાં આંસુ પણ પડે નહિં, એટલે તેણે ઘુમટો તાણી રાખ્યો! ફક્ત મોંઢેજ બોલતી જાય! થોડી વારમાં ન્યાતની બાયડીઓએ રાજીઓ ગાવા માંડયોઃ—

[રાજીઓ]

હાટે રૂએ હાટ વાણીઆરે, લેને પાડી હડતાલરે,
ઓય જોદ્ધા, ઓયરે ઓય.

પાસે કંસારાની ચાલરે, નથી વેચાતો ત્યાં માલરે
ઓય જોદ્ધા ઓયરે ઓય.

જીવતે તો કરતે ન્યાલરે, પરણી વેચતે માલરે
ઓય જોદ્ધા ઓયરે ઓય.

પુતળી બની બેહાલ રે, રાખ્યો નહીં કાંઈ ખ્યાલરે
ઓય જોદ્ધા, ઓયરે ઓય.

રાજવી તમારી ઘોડલી, તમારા વિના બની ખોડલી
ઓય જોદ્ધા ઓયરે ઓય.

થોડી વારમાં બાયડીઓ રાણીઓ ગાઇ રહી, અને થાકી જવાથી જમીન પર બેઠી. તેમાંની એકે પુતળીને દિલાસો આપતાં કહ્યું, "બેન હમે શું કીધું, કે તું કરવાની! એ તો જે માંડે તેજ રાંડે, અને જે ખવાડે, તેજ ભાંડે! લાવ ચુડો ફોડું." એમ કહી તેણે પત્થરથી ચુડો ફોડયો. પુતળી મનમાં વિચારે છે કે, "મ્હારૂં સૌભાગ્ય તો અખંડ છે. પ્રેમીલાલનો ફોડયો, પણ મનુનો તો કાયમજ છે." બાદ ન્યાતની બધી બાઇઓ નાહી નવાડીને પોતાને ઘેર ગઈ અને આ તરફ છ કલાકમાં પ્રેમીલાલને બાળી ડાઘુ ઘેર આવ્યા.

ન્યાતના સર્વ માણસો પોત પોતાને ઘેર ગયા જાણી મનુએ પુતળીને કહ્યું "પુતળી! વહાલી પુતળી! દીલજાન પુતળી! હવે આપણે બંગલેથી ઘેર જઇએ અને હિંદુ શાસ્ત્ર આધારે એનો ખર્ચ ક્રિયા કરી એનો છેલ્લો પ્રવેશ પુરો કરીએ! ત્યારે ચાલો ગાડી જોડો," પુતળીએ કહ્યું. ગાડી જોડી બન્ને જણ ઘેર આવ્યા. સોદો વસાવવા માંડયો, બાદ

તેનો ખર્ચ દિવસ આવતાં તે કર્યો, અને પ્રેમીલાલનાં દેહ લગ્નનો છેલ્લો પ્રવેશ ભજવી પુતળી તેમાંથી મુકત થઇ. એ પછી તે પ્રેમલગ્નના પંખી મનુના પ્યારમાં ફરીથી મહાલવા લાગી; કેમકે,

વિદ્યા, વેલી, નૃપ,
દેખતના કુલ જાત.
જો જામે નિશદીન બસે,
સો તામેં લપટાત.



## પ્રકરણ છઠું.

—(૦—)—

### કુદરતનો ઇન્સાફ

પૂત કપૂત, કુલચ્છન નાર,
લડાક પડોશી, લજાવન સારો;
ભ્રાત અદેખો, પુરો હિત લંપટ,
લોભી મિત્ર, અતીત ધુતારો;
ચાકર ચોર, નિશાનક ઢોર,
સાહેબ સુમ, દિવાન કુઢારો;

ગંગા કહે, સુનો શાહ અકબ્બર,
એ બારેકો, બાંધકે સમુદ્ર મેં ડારો.
(ગંગ કવિ)

વાંચક વર્ગ! હવે જરૂર જાણવું જોઇએ કે "પુતળીના હાથમાં પૈસો અને સંપૂર્ણ સત્તા આવી, તેમજ તે નિર્ભય બની, એટલે કોઇને પૂછવાનું રહયું નહીં! તેણે વ્હાલા મનુને કહ્યું, "હવે હું બુટ પહેરીશ, ચશ્મા ચઢાવીશ, મોજાં પહેરીશ, અને માથા પરના કેશ ઘણાંજ સુંદર રાખીશ, એટલે જરૂર હવે તું મ્હારા મોહમાં બેભાન!"

"લો વહાલી આજથીજ એ નાટક ભજવવાનો શરૂ કરીએ," મનુએ પ્યારમાં કહ્યું, "અને તું અને હું બંને જણા નાચ મુજરાનો પણ બહાર ઉડાવીએ! રાતના વખત પર ગાડી જોડી નાયકાઓટમાં જઇશું, સંગિતના સુંદર સુરો સાંભળીશું, અને દારૂ પી મોજ ઉડાવીશું. હવે તો તું મ્હારી, અને હું ત્હારો! બીજો બોલે તે અકારો. બસ! આજથીજ દરરોજ દૂધ, પુરી, ભજીઆં, પાંતરાં, ખમણ-ઢોકળાં, કચોરી વગેરે ઉડાવીએ. દીલની હરનાર દીલદાર કેમ ત્હારો શો અભિપ્રાય છે?"

"દીલના મારનાર ચોર મ્હારો પણ એજ અભિપ્રાય છે. બસ, નિર્ભય થઇ બેસો, હું હમણાં રસોઇ તૈયાર કરી

આવું છું ” કહી તે રસોડામાં ગઇ.

રસોડામાં જઇ તેણે રસોઇ તૈયાર કરવા માંડી, એ એક કલાકમાં રસોઇ તૈયાર કરી એક સુંદર ચાંદીનો થાળ પિરસી જયાં આગળ મનુ બેઠો હતો, ત્યાં આગળ આવી અને બોલી “ જીગર આ એકજ થાળામાં પ્રીતિભોજન કરીએ અને દેવને પણ દુર્લભ એવો રંગ ઉડાવીએ.” કહી પુતળીએ પુરીનો એક ટુકડો મનુના મોંઢામાં મૂકયો. હસતાં જાય, અને અવારનવાર ખવાડતા જાય. અહાહા ! તે વખતે કેવો આનંદ ! જેણે ભોગવ્યો હોય, તેજ જાણે !

થોડીવારમાં પ્રેમ વિનોદની વાતો કરતાં તેઓ બંન્ને જમી રહ્યા. પુતળીએ મનુનો હાથ ધોયો અને મનુએ પુતળીનો હાથ ધોયો. અવારનવાર સુંદર સેન્ટ છાંટેલા રૂમાલે મોંઢું લુછયું, અને પાનની પટ્ટી પણ અવારનવાર એક બીજાના મોંઢામાં મૂકી અરસપરસના પ્રેમનો લાભ લેવાયો. બાદ વાતોના તડાકા મારવા માંડયા.

સાંજ પડી, પુતળીએ “ અપટુડેટ ” શણગાર સજવા માંડયો. જ્યારે તેણી વસ્ત્રાલંકાર સજી રહી, ત્યારે તે આસમાનની હુર (પરી) જેવી દેખાવા લાગી. પુતળી બોલી “ કેમ રસીક કેવી લાગું છું ? ”

"સરકાર આજે તો ચંદ્રની ચકોરી જેવી દીસો છો. ઝીણી વાળ અને ચશ્માંથી તો ખુબસુરત બલા! અને તેથી આજથી તું મને તન, મન, અને ધન છે! બાકીની બધી દુનિયા અકારી છે! સાંભળ, 'પૈસો મ્હારો પરમેશ્વર, વૈરી મ્હારી ગુરૂ, છોકરા મ્હારા શાલીગરામ તો સેવા કોની કરૂં' માટે જીગર તું મ્હારે મન જગત્ છે."

"તો ચલો. ગાડી જોડેલી તૈયાર છે." પુતળીએ કહ્યું "ચાલો ફરવા જઈએ, પણ દારૂની બાટલી લેવાની ભૂલતા નહીં."

તરતજ બંને જણુ ગાડીમાં બેસી બજારમાંથી દારૂની બાટલી વસાવી, દરવાજા બહાર ફરવા નીકળ્યા. ગાડીમાંજ દારૂની બાટલી ફૂટી, અને રંગ ઉડવા લાગ્યો! એમ કરતાં રાત્રીના અગીઆર વાગતાં ગાડી "નાયકાસ્ટ્રીટ" માં હાંકી.

થોડીવારમાં "ગુલઝાર" નામની નાયકાનું ઘર આવ્યું અને ત્યાં આગળ ગાડી થોભાવી. ઘરમાં ઊખડેલ જોડું ગયું. ગુલઝારે જોતાં વારજ આવકાર આપ્યો, અને કહ્યું, "આઈએ મેરે પ્યારે! બેઠીએ. આજ રોજ હુમેરે લીએ બ્હોત તશ્નીફ લીયા. માલિક આપકુ આબાદ રખે, બેઠો ઉસ્તાદ આતા હય. દો ચીજ હમારી જરૂર સુનો, ઔર આપકા દીલકું બ્હેલાવો."

એટલામાં ઉસ્તાદ આવ્યા અને સારંગી તબલા મેળ-
ા લાગ્યા. થોડીવારમાં સાજ મળી રહ્યા, એટલે ગુલઝારે
ાં, સુનીએ શેઠજી, જરા આરામસે બેઠીએ એ મકાન
ાપકા હય, ઔર મયેંભી આપકી હું, આજકા દીન બડા
ચ્છા હે. સુનીએ" એમ કહી, તેણે નીચે પ્રમાણે ગાવા
ડયું:—

## બેત.

હે ! મોતી તું શીપકા, કહા તપશ્યા કીન;
કંચન કે ઢગ બેઠિ કે, અધરન કો રશ લીન.

જરોહા બાર બાર યહ ભાખે.
હે કોઇ વ્રજમેં હિતુ હમારો.
ચલત ગોપાલ હિ ગખે.

એટલામાં મનુ બોલી ઉઠયો "કયા કહેના, જાની કમાલ-
દીયા. બસ હવે, શરાબ ઉડાવો !" કહી મનુએ તે ગુલ-
રને આપ્યો. ગુલઝારે વિવેક ખાતર પુતળીને પાઇ દીધો,
છી મનુએ પીધો અને ગુલઝારે તો યુક્તિથી પોતાનો
ાગ ઢાળી દીધો, કારણ કે તે તો મૂર્ખના સરદાર અને
ા ફુટા આંધળાને બનાવવાજ બેઠી હતી. ગુલઝારે કહ્યું
ન કયું કહેતે હય. જાની તો આપકી પાસ મેં બેઠી હય."
લઝારે પુતળીને કહ્યું, "કયું, બોલો બાઇ મયેં જાની કે

આપ ઉસકે જાની?" હું એની જાની અને એ મ્હારા દિલજાન" ત્યારે મચેં કહાંસે ઉસકી જાની હુઇ "ગુલઝારે કહ્યું" સુનોઃ—

તુમારે ઘરમેં દુસરી નાર,
હમેં ક્યા વયસી રાખોગે. તુમારે.
પીનેકે લીએ ગંગાજળ પાની,
મુઝે કયા પ્યાસી રાખોગે. તુમારે.
સોનેકે લીએ મશરૂકી તળાઇ,
હમકુ કયા જમીનપે રાખોગે. તુમારે.
ખાનેકે લીએ ભોજન બનાયા.
મૂઝે કયા ભૂખી રાખોગે. તુમારે.

મનુ એકદમ બોલી ઉઠયો "નહીં નહીં. લો આ સોનાનું ઘડીઆળ અને છેડો," કહી મનુએ તે કાઢી આપ્યો. પુતળીએ પણ હીરાની વીંટી કાઢી આપી. જે લેતાંજ ગુલઝાર ખુશ ખુશ થઈ ગઈ, અને તેણે ફરીથી ગાવા માંડયુંઃ—

બેત.

અય દિલ દિવાને યહ,
વખ્ત આશ નાઇકા નહીં.

દોસ્ત કાહેકા દોસ્ત હૈ,
જબ ભાઈ ભાઈકા નહી.
બંદે મતકર પરવા કિસકી,
મતમંગ કિસકે પાસ.
અપને સાહેબકો યાદ કર,
તેરી પલકમાં પૂરે આશ.

સંગીતની ત્રણ ચીજ થતાં મનુ તથા પુતળીને શરાબની નીશા ચડી, તેથી ગુલઝારે કહ્યું " અરે કાસમ એ દોનોંકુ ગાડીમેં બેઠાદો."

તરતજ નીશાને વશ થયલા મનુ અને પુતળીને ગાડીમાં ગમે તેમ માળ પરથી ઉતારી બેસાડી દીધા, અને ઉપરથી ઇનામમાં મનુને એક ધપ્પો માર્યો, તથા પુતળીને ચુંબન કીધું ! વાહ ઇજ્જતની બેઇજ્જત ! અને અકકલના નમુના ! જતાં જતાં કાસમે કહ્યું, "કાલ પીછા આના ગદ્ધેકા સરદાર શેઠજી !" સ્યાણા નોકરે ગાડી ઘર તરફ હાંકી, અને બન્નેને મુકામ પર પહોંચાડયા. ગમે તેમ ઘરમાં પેઠા અને બેભાન થઈ પલંગપર પડયા નોકર ઘરનો બંદોબસ્ત કરી તબેલામાં જઇ સુઇ ગયો.

બીજે દીવસે સહવાર પડતાં બંન્ને જણા જાગ્યા, અને દાતણપાણી કરી રાતની મોજની વાત કરવા લાગ્યા. "કાલે રાત્રે

શું થયું તેની તો મને બીલકુલ ખબર ન પડી.' પુતળીએ કહ્યું કે "શરાબ ખાના ખરાબ, છતાં મોજ તો મહુજ પડી, હવે આપણે આજથી બંગલે રહેવા જઇએ મારા પ્યારા! તમારા માટે ગાડી, લાડીને વાડી સૌ ચીજ તૈયાર છે." બપોર થતાં બંને જણા ઘરનો બંદોબસ્ત કરી ગાડીમાં બેસી બંગલે ગયા. સાંજ પડતાં બંગલાના બગીચામાં બેસી દારૂની બાટલી ખોલવા માંડી અને બંને જણા અવારનવાર ગુલાબી રંગના દારૂમાં ગુલતાન થવા લાગ્યા, લટ્ટુ બનેલી પુતળી બોલવા લાગી:-

પ્રેમી પ્યાલો હાથમાં, પીઓ મારા નાથ;
ચુંબન કરો ચતુરાઇથી, ભીડો મુજને બાથ.
હેતાળ હરી છો માહરા, ઝાલ્યો તમ હાથ;
સપ્ત લોકમાં આ સુંદરી, રહે આપ સંગાત.

મનુ સાંભળતાં પણુ બકવા લાગ્યો, સાંભળ કાળજાની કોર અને ચતુરાઇના ચિત્તની ચોર! જરા સાંભળ:-

હું પીવડાવું હેતથી, કરી પ્રેમ પોકાર;
ગાનતાન ગુલતાનમાં, સફળ મુજ સંસાર.
કમળમૂખ વિકાસનું, રેડું અમૃત ધાર;
સફળ જીંદગી માનવી, સુંદર નરની નાર.

આમ બોલતાં પ્યાલામાં રહેલો થોડોક દારૂ મનુએ પુતળીને પાયો.

"મનુ" પુતળીએ કહ્યું આજે કાંઈક નવીજ વાત તને કહું! જો કે તે કહેતાં મારી છાતી ધડકે છે, છતાં દારૂની નીશામાં વજ્ર, થયલા દિલને લીધે હું તે કહી શકું છું."

"શા માટે ગભરાય છે?" મનુએ કહ્યું, "આ જાન તારે માટે હાજર છે. બોલ મ્હારી પ્યારી શાંત દિલથી બોલ. રસીલી નિડર રહે."

"તો સાંભળો" કહી પુતળી નીચે પ્રમાણે બોલી:–

પોઢી પલંગે પ્રેમદા, પ્યારા તેની પાસ;
રજની રંગે ગાળતાં, કરતા ભોગ વિલાસ.
ચિંતા તો ચિતમાં નહીં, સમજો ચતુર સુજાણ;
ભર નિંદે સ્વપ્નું મળ્યું, કરવા માંગે હાણ.

એટલામાં તો જરા અચકાઈ તેથીએ મનુએ પૂછ્યું "પછીથી શું થયું?"

"પછી!" પુતળીએ કહ્યું "તો સાંભળો" કહી આગળ ચાલતાં બોલી:–

ચોરો ચોરવા આવ્યા, સારો ફાવ્યા લાગ;
દરવાજો ઉઘાડો દીસે, મળશે ધન અથાગ!

અંધારૂં અધિક ત્યાં, મીણબત્તી બેચાર;
સળગાવી જુક્તિ કરી, પાસે ઘણા હથિઆર !

વળી પાછી તે અટકી ગઈ. મનુએ તેને ધીરજ આપતા પાછું બોલવા કહ્યું અને તે બોલવા લાગી:–

વ્હાલા માટે બોલતા, ઘડોની આનો ઘાટ;
જગાડવા જુકિત કરી, ઢંઢોળ્યો ત્યાં ખાટ.
ચોંકી ચતુર ત્યાં ઉઠીઓ, હેબક મનમાં ખાય;
વિકાળ કાળો દેખીને, છાતી પણ બંધ થાય !

પાછી અચકાઇ ગઇ છતાં બોલવા માંડયું:–

ચોરો તેને પૂછતાં, ત્રિજોરી બતલાવ.
ત્રાસ મૂખથી આપતાં, ગદડા પાટુ સાર.
ચોંકી નારી ઉઠતી, પડે શરીરે માર

પાછી અચકાઈ ગઇ છતાં બોલવા માંડયું:–

બૂમ બરાડા પાડતાં, કરગરતાં નિરધાર;
છોડો હુમોને બાપજી, છો જીવન આધાર.
કસાઇ તો માને નહી, ઘા કર્યા ત્યાં ચાર;
લોહીની ધારા વહી, ઓ મારા દિલદાર !

એમ કહેતાં અચકાઈ ગઇ, છતાં પાછી બોલવા લાગી:–

કરગરતી ત્યાં કામિની, છતાં જીવ તો જાય;
રીબાઈ વહેલો જ્યાં મરે, પ્રાણુજ ઉડી જાય !

કઠોર હૃદયના પુરૂષો, મુજને આપે ત્રાસ;
મુક્તિથી છટકી ગઇ, કરી ચોર નિરાશ.

વળી પાછી અચકાઇ ગઇ, છતાં બોલવા માંડયું.

સુંદર વાવ છે પાસમાં, પડવા જીવતો ચાલ,
કર્યાં કર્મ ભોગવવા, દીલ બહુ દુભાય!
ઇતિહાસ જન્મનો સંભારતા, ઉધામો બહુ થાય,
એકદમ સાહસ ત્યાં કર્યું, જીવ જળમાં જાય!

એટલામાં મનુ બોલી ઉઠયો "ગભરાય છે કેમ! સ્વપ્ના તો જૂઠા હોય. સ્વપ્નામાં રાજાને સ્વપ્નામાં ફકીર, એ તો મનની નબળાઇ! લે આ એક ગ્લાસ કે ગમ પડે" કહી ડબલ પાવરના દારૂનો ગ્લાસ આપ્યો. પુતળીએ તે પીધો એટલે તે ડોલવા લાગી.

અત્યારે દશ વાગ્યા હતા બંગલામાં જઇ બંને જણા સુતા. નીશા વધારે હોવાથી બેભાન થઇ પડયા અને બારણા ઉઘાડા રહી ગયાં!

આ વખતે દિલ્હીના ચાર ચોર ચોરી કરવાને ઇરાદે ફરતા હતા. તેણે આ બંગલો ઉઘાડો જોયો. તેમાં ખુશ થતા પેઠા અને દીવાસળી વડે મીણબત્તી હતી તે સળગાવી. એક બોલ્યો. "અલ્યા ઉઠાઉગીર જગાડીએ કે મારીજ નાંખીએ?"

"અલ્યા બનાઉગીર મરદ, જગાડીને ઘા કરે અને સહેલાઇથી મળે તો શા માટે જાન લેવો ?" બીજાએ કહ્યું.

બંને જણાએ વિચાર કરી મનુને ઢંઢોળ્યો. તે એકદમ ચોંકી ઉઠયો, અને જોયું તો ચાર હથિઆરબંધ વિક્રાળ માણસો જોયાં. તેમને જોતાં વારજ તે ગભરાઇ ગયો, એટલે પેલાઓએ ગાળ દઈ મારવા માંડયો અને પુછયું "બોલ ત્રિજોરી કયાં છે ?

"ભાઇ સાહેબ" મનુએ નરમાશથી કહ્યું "અહીં તો કશું નથી. મોજ કરવા આવ્યા છીએ."

એટલામાં એકે મનુની છાતીમાં ચપ્પુનો ઘા કર્યો. એટલે ભાઈ સાહેબ ધબ દઇને ચત્તા પાટ પડયા ! ધબકારો થતાંજ પુતળી જાગી. જોતાં વારજ બેબાકળી થઇ ગઈ ! સપાટા પડવા માંડયા, પણ હોય શું કે આપે, મનુ બંદગી કરવા લાગ્યો, "કર્યાં કર્મનો બદલો મળે છે, મેં પારકાનું બગાડયું ને જીવ લીધો તો મ્હારો જીવ એજ રસ્તે જાય ! ખરેખર ત્હારો ઇન્સાફ છે પ્રભુ ! બચાવ."

કર્યાં કર્મનો બદલો પળ વારમાં પૂરેપૂરો મળ્યો, પણ એટલામાં તો બીજા બે ત્રણ પડયા, અને તરતજ લોહીની નદી વહેવા માંડી. ટુંક સમયમાં પાપી હાડપિંજર છોડી પાપી આત્મા યમરાજના દરબારમાં ગયો.

પુતળી કરગરવા લાગી "ભાઈઓ મ્હારી પાસે કશું નથી. બચાવો ! છોડો ! અનાથ છું ! તમારે આધારે છું ! સ્ત્રી માણસ છું !"

ઉઠાઉગીર કહે, "આ દારૂના બાટલામાં ગરીબ નથી, આ ત્હારા યાર સાથે રંગ ઉડાવતી વખતે ગરીબ નહીં. લાવ કુંચી."

"ભાઇ નથી." પુતળીએ કહ્યું.

એટલામાં તો બનાઉગીરે ચપ્પુનો ઘા કર્યો. તરતજ તે બોલી "ઉભા રહો. આપું. મારી સાથે આવશો નહીં."

પેલાઓએ વિચાર્યું કે, કયાં જવાની છે !"

પુતળી તો ધીમેથી પાછલે રસ્તે નીકળી અને દોઢસો કદમ (પગલાં) દૂર એક વાવ હતી. ત્યાં ગઈ અને પડવા વિચાર કીધો. શરીર પર માર, લોહીની ધારા વિગેરે જોઇ પ્રશ્ચાતાપ કરવા માંડયો પ્રભુ જન્મ પામતાં મ્હારા મોંઢામાં કાળ રૂપી દાંત મૂકયા, ત્યારથી દરેકને દુઃખ દઈ મારવા જન્મ પામી ! બાપના કુટુંબનો નાશ ! સસરાના કુટુંબનો નાશ ! મનુનો નાશ ! જાતને દુઃખ અને વળી ન્યાતને દુઃખ ! અરે પ્રભુ ! હું સ્ત્રી જાતિમાં ઉત્તમ કુળમાં જન્મ પામવા છતાં મહાન દુરાચારો શીખી ! ન કરવાના કામો કરી, આ દેહ અને આત્માને રવરવ નર્કનો અધિકારી બનાવ્યો ! પ્રભુ ! ત્હારી પાસે મ્હારી એજ નમ્ર યાચના છે

કે મ્હારા જેવા પાપી આત્માઓને કદી પણ જન્મ આપતો નહીં; કારણ કે બુરાનો બદલો મ્હને અને હરેકને મળ્યો છે. આ શરીરના ઘા અત્યારે મને તેનો પુરેપુરો અનુભવ કરાવે છે! ખરેખર! ગંગ કવિનું વાક્ય સત્ય છે. કે "મર જાઓ કુલચ્છન નાર." તેમ મ્હારા જેવી મરે તેમાં કોઇ જાતનો ડર નથી. હું મરૂં છું. મનુની લાસનો સવારે પંચ કેસ થશે. ચોર તો નાશી જશે! બચાવજે! તારજે! અને કરેલા કાળા કર્મોની માફી આપજે. હાય પડું છું! અરે સડું છું! ખુની કર્મોના ખુની ભોગ ભોગવું છું! ખરેખર પડું છું! કરેલા કર્મનો બદલો ભોગવું છું! લે વાવ પાપીને માર્ગ આપ! મ્હારો ભક્ષ તનેજ આપું છું." કહી પુતળીએ ધબ દઇને ઝંપલાવ્યું. અને પૂર્વના યોગે, કમનશીબે, "પાપની પુતળી અને પેટમાંના દાંત" નો અભાગી દુરાચારી આત્મા. આ દુનિયામાંથી હમેશને માટે યમરાજના દરબારમાં શિક્ષાને પાત્ર થયો!

## મુળમાં સડો, ઠેઠ સડો!

## સમાપ્ત.

# ડો. યુ. એલ. દેશાઈ.

એમ. ડી. એલ. આર. સી. પી. એલ.

આર. સી. એસ. વગેરે

નવાબ રામપુર—નેપાળના મહારાજા જીતજંગ બહાદુર, નીઝામ હેદ્રાબાદના મહારાજા શીવરાજ બહાદુર વગેરેના ખાસ દાક્તર. મુલાકાત રવિવારે આખો દિવસ સુરત લીમડાચોક રઝ.ક બેન્ડ પાસે થશે.

સોમવાર–મંગળવાર–બુધવાર–ગુરૂવાર–શુક્રવાર–શનીવાર એટલા દીવસ વ્યારામાં પોતાના બંગલામાં આખો દીવસ મુલાકાત થશે. તાર અને પત્રવ્યવહાર વ્યારાને શીરનામે કરવો.

સર્વે ભયંકર રોગોના રહેલાઇથી ઉપચાર થશે. મુલાકાતની ફી લેવામાં આવતી નથી. ફક્ત દવાનોજ ચાર્જ દરદીની સ્થિતિનો વિચાર કરી લેવામાં આવે છે.

ફેફરૂં–આંકડી–ગાંડાપણું–સન્નીપાત–સ્ત્રી તથા બચ્ચાંના રોગો, મગજ તથા જ્ઞાનતંતુના રોગો ખાસ કરીને હર પ્રકારના વાયુ અને ધાતુક્ષય.

જરૂર પડે દરદીને જોવા બહાર ગામ જઇશું. ફી વાજબી લેવામાં આવશે.

દરીઆ કાંઠે હવાફેર જનારાને વગર ભાડે હમારા ઉમરાડના બંગલાઓમાં જગ્યા આપશું.

ઉમરાઠ અને હજીરામાં મકાન બાંધવા લાયક જમીનના કટકા સસ્તી કીંમતે સંપૂર્ણ માલકી હકથી આપશે. દાકતર દેશાઇને દર રવિવારે સુરતમાં મળવું અથવા વ્યારાને શીરનામે પત્ર લખવા,

ડાકટર યુ. એલ. દેશાઈ એમ. ડી.

# અંધારાની આફતમાંથી બચવા

# શું કરશો ?



જત અમારે ત્યાં પોકેટ લેમ્પશો, સીગાર લાઇટશો, ૩–૩॥–૪–૪॥–૫–૬–૭–૮॥–૯, સુધીના પોકેટ લેમ્પશો અને બીડી પીવાના સીગાર લાઈટશો ૦॥–૦॥।–૧–૧॥ સુધીના હંમેશાં સ્ટોક રાખીએ છીએ. સીગનલ લેમ્પ. લાલ–સફેદ–લીલા કચના કંપલીટ બલબ અને બેટરી સાથે દીવાસળીની કે ઘાસલેટની જરૂરત નથી, પણ ચાંપ ખશેડતા સુંદર રોશની થાય છે. તે રૂા૦ ૨॥ માં તૈયાર.

પોસ્ટેજ વી. પી ૦।≈ એકસ્ટ્રા
બલબ સ્પેર ૦।≈–૦॥–૦॥।
બેટરી સ્પેર ૧ રૂા.

આજેજ ઓર્ડર નોંધાવો

**એમ શરાફની કું.**

ભાગાતળાવ–સુરત.